# આપણાં ઘર અને ગામડાંનો વૈદ્ય



આયુર્વેદિક ફીઝીશ્યન પ્રતાપરાય ત્રંબકલાલ રાજવૈદ્ય

# આપણાં
# ઘર અને ગામડાંનો વૈદ્ય



—: લેખક :—

આયુર્વેદિક ફીઝીશયન પ્રતાપરાય ત્રંબકલાલ, કોંગ્રેસવૈદ્યરાજ.

ઠે—ભૂલેશ્વર, ફીરંગીના દેવળ પાસે,

૮૦, કેથીડ્રલ સ્ટ્રીટ, મુંબઈ, ૨.



કિંમત રૂ. ૨, માત્ર.

એન. એમ. ત્રીપાઠી એન્ડ કુંપની

બુકસેલર્સ : પબ્લીશર્સ.

પ્રિન્સેસ સ્ટ્રીટ,

મુંબઈ, ૨.

: પ્રકાશક :

એન. એમ. ત્રિપાઠી એન્ડ કુંપની — સને ૧૯૪૧

પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઈ, ૨ — વિ. સં. ૧૯૯૭

ઋતુ વસંત









આવૃત્તિ પહેલી

પ્રત ૧૦૦૦

: મુદ્રક :

જાદવજી પીતાંબર ઠક્કર, આનંદ પ્રિન્ટીંગ વર્કસ,

દેવકરણ મેનશન, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ, ૨.

સાક્ષરવર્ય ગોકુળદાસ દ્વારકાદાસ રાયચુરા તંત્રીશ્રી શારદા.

# આશિર્વચન

**આ**યુર્વેદિક ફીઝીશ્યન તરીકે મુંબઈમાં જેમણે વર્ષોથી અનેક દરદીઓનાં દર્દ મટાડવામાં યશ પ્રાપ્ત કર્યો છે એવા વૈદ્યરાજ શ્રી પ્રતાપરૉય ત્ર્યંબકલાલ સાથે મારે વરસો જુનો સંબંધ છે; એ સંબંધ શબ્દનો નહીં પણ હૃદયનો છે.

**સ**મગ્ર સૌરાષ્ટ્રના ધનવન્તરિ સમા રાજવૈદ્ય જટાશંકરભાઈ શ્રી પ્રતાપરૉયનાં પિતામહ થાય. સ્વ. જટાશંકરભાઈના જ્યેષ્ઠ પુત્ર સ્વ. રાજવૈદ્ય ત્ર્યંબકલાલભાઈ તેમના પિતા થાય જે મારા મુરબ્બી સમાન હતા. એમણે દેશી વૈદાંને ગૌરવ અપાવે એવું સ્થાન મુંબઈને આંગણે પ્રાપ્ત કરી મુંબઈનાં અગ્રગણ્ય કુટુંબોમાં વૈદ્ય તરીકે યશ અને કીર્તિના કળશ માંડયા.

**આ**જે જ્યારે આ 'આપણું ઘર અને ગામડાંનો વૈદ્ય' એ પુસ્તકનું આશિર્વચન લખું છું ત્યારે સ્વ. રાજવૈદ્યો શ્રી જટાશંકરભાઈ તથા વૈદ્યરાજ શ્રી ત્ર્યંબકલાલભાઈ એ બે પેઢીની વૈદ્યકની કુશળતા મારી આંખ આગળ તરી આવે છે. વૈદ્યરાજ શ્રી પ્રતાપરૉયે એ કુશળતા ઝીલી ગુજરાતી સાહિત્યમાં વૈદ્યકશાસ્ત્રનાં જે ગણ્યાં ગાંઠયા પુસ્તકો છે એમાં એક સરસ અને ઉપયોગી પુસ્તકનો ઉમેરો કર્યો છે.

**આ** પુસ્તકમાં કુલ ૯૯૩ પ્રયોગો છે. આ સર્વ પ્રયોગો હું જોઈ ગયો છું. શારદામાં એમાંનાં કેટલાક પ્રયોગો પ્રકટ થયા ત્યારે દેશી વૈદ્યકના હિમાયતી અનેક વાંચકોની એ પ્રયોગોએ પ્રશંસા પ્રાપ્ત કરી હતી. એ પ્રયોગો સાદી, સરળ અને સમજી

શકાય તેવી શૈલીમાં રજુ થયા છે એટલુંજ નહિ પણ સામાન્યમાં સામાન્ય માણસ સમજી શકે એવી રીતે એની ગુંથણી થઇ છે.

રાજવૈદ્ય શ્રી પ્રતાપશંકરે ગુજરાતના વૈદ્યરાજોમાં સ્વરાજવૈદ્ય તરીકે જે સેવા સાધી છે એ સેવાને શોભાવે તેવો જનતા માટેનો એમનો આ નવો ગ્રંથ એમની સેવામાં ઓર વધારો કરે છે. આજે ભારતવર્ષમાં દેશ અને દેશીની ભાવના જાગ્રત થઈ છે. વૈદ્યકશાસ્ત્ર તરફ નવી દ્રષ્ટિએ રુચી વધી છે એવે વખતે દેશી વૈદ્યકનાં અણમૂલા પ્રયોગો રજું કરતું આ પુસ્તક જનસમૂહને જરૂર માર્ગદર્શક થઈ પડશે.

ભારતવર્ષના પુનર્વિધાનમાં દેશી વૈદ્યકને સ્થાન મળશે તે દિવસે આ પુસ્તક ગુજરાતી જનતાના પ્રિય પુસ્તક તરીકે પંકાશે.

આ 'આપણાં ઘર અને ગામડાંનો વૈદ્ય' એ પુસ્તક જનતાનું પ્રિયમાં પ્રિય પુસ્તક બનશે એવી આશા રાખવી અસ્થાને નથી. એકેએક ગુજરાતી ગૃહમાં આ પુસ્તક ઉપયોગી સ્થાન મેળવશે એવી મારી શ્રદ્ધા છે.

વડોદરા,<br>
ફુલડોલ, ૧૯૯૭. } ગોકુળદાસ દ્વારકાદાસ રાયચુરા.

આપણાં ઘર અને ગામડાંનો વૈદ્યના લેખક.



આયુર્વેદિક ફીઝીશયન પ્રતાપરૉય ત્રંબકલાલ રાજવૈદ્ય
કોંગ્રેસવૈદ્ય. શોધક. વગેરે.

# પ્રસ્તાવના

આ પુસ્તકમાં આવેલા ઘણાખરા પ્રયોગો જાહેર વર્તમાનપત્રોમાં આપવામાં આવ્યા હતા. એ ઉદ્દેશથી કે આયુર્વેદમાં શું છે તે જનતા જાણે અને પ્રયોગો ઉપયોગી થઇ પડે. વળી તે સમયે દેશી વૈદ્યક ઉપર આક્ષેપો પણ થવા લાગ્યા હતા તેમજ વૈદ્યો પોતાનું વૈદ્યક છુપાવી રાખે છે એવા પણ વૈદ્યો પરના આક્ષેપો થતા સાંભળી જનસમાજને દેશી વૈદ્યક શું છે, તેમાં કેવા ઉત્તમ ઉપાયો પડયા છે, તે બતાવ્યા શિવાય ચર્ચાથી કે દેશી વૈદ્યકની માત્ર પ્રસંશા કરવાથી તેની જોઇએ તેવી અસર થશે નહીં એમ વિચારી પ્રયોગો જાહેરમાં મુકવામાં આવ્યા હતા. આ પ્રયોગોની સારી અસર થઈ એમ લાગ્યું અને દેશી વૈદ્યક કેવું ઉત્તમ, સહેલું અને કોઇપણ જાતના નુકશાન શિવાય ઉપચાર કરી શકાય તેમ છે તેની જનતાને જાણ થઈ, જેથી આ સઘળા પ્રયોગોનો એક પુસ્તકમાં સમાવેશ કરી બહાર પાડવા માગણી થવા લાગી અને તેથી જે પુસ્તકનું પ્રકાશન જન્મવા પામ્યું તે 'આપણાં ઘર અને ગામડાંનો વૈદ્ય' છે.

આ પુસ્તકમાં આવેલા પ્રયોગોમાંના ઘણા પ્રયોગો પ્રસિદ્ધ થયા શિવાયના તથા અંગત અનુભવના ઉમેરવામાં આવ્યા છે તેમજ શરીર તંદુરસ્ત રાખવા સંબંધીના નિયમો પણ આપ્યા છે, જેથી દવા લીધા શિવાય પણ જો તે નિયમો પાળવામાં આવે તો માણસ બનતાં સુધી બિમારજ પડે નહીં. હોસ્પીટલ અને દવાખાનાંઓની સગવડ આપવા માટે જેટલી કાળજી રખાય છે, લાખો રૂપીઆ ખર્ચાય છે તેનાં કરતાં શરીર તંદુરસ્ત રાખવાના

નિયમો સમજવા માટે કાળજી રાખી તેનો પ્રચાર કરવામાં આવે તો ઘણાં દુઃખ દર્દો ઓછાં થાય એમાં શંકા નથી.

હાલનું જીવન એવું થઈ ગયું છે કે દવાખાનાં અને દરેક હોસ્પીટલ ભરેલાંજ રહેછે. કારણ કે ખાવા પીવામાં કેમ નિયમિત રહેવું, શું ખાવું શું નહીં, કેવી રીતે ખાવું, કેમ વર્તવું, કેટલી ઉંઘ લેવી જોઇએ, સુખાકારી રાખવા શું કરવું જોઇએ, અને શું નહીં, એ વિષેનું અજ્ઞાન વધી ગયું છે એટલે કે આહાર અને વિહાર સમજપૂર્વક થતા નથી, અગર કોઈ સંજોગોમાં થઇ શકતા નથી જેથી શરીરની તંદુરસ્તી સારી રહેતી નથી અગર બગડતાં વાર લાગતી નથી.

આ ગ્રંથમાં આપેલા પ્રયોગો જેમ બને તેમ સહેલા, તરત સમજાય તેવા, ગફલત કરવાથી પણ આફતમાં આવી ન પડાય તેવા નિર્દોષ છે, તેમજ દવાનું વજન કેટલું લેવું, કેમ લેવું, પથ્ય શું પાળવું, દવા લેવાનો સમય વગેરે બાબતો અંગત અનુભવની છે અને તે પ્રયોગ સાથેજ આપવામાં આવી છે. અત્રે આપેલી દવાઓ ઉપર પથ્ય કંઈ નથી પણ જ્યાં જ્યાં પથ્ય પાળવાનું લખ્યું છે ત્યાં ત્યાં દર્દ ઉપર પરેજી પાળવાની છે એમ સમજવું. દાખલા તરીકે જો શરદી થઇ હોય તો થંડી ચીજો ન ખાવી જોઇએ, વાયુનો રોગ થયો હોય તો વાયડી ચીજો ન ખાવી અને પિત્તથી થયેલ રોગમાં ગરમ વસ્તુઓ ન ખાવી જોઇએ. વળી દવાઓ પણ પારખી શકાય તેવી અને વૈદ્યની ગેરહાજરીમાં પોતેજ વૈદ્ય તરીકે કામ કરી પ્રયોગો કરે તોપણ આરામ થાય તેવી દવાઓના પ્રયોગો આપવા પ્રયાસ કર્યો છે.

ભાષા પણ જેમ બને તેમ સહેલી અને શબ્દો પણ ચાલુ વપરાશનાજ વાપરવામાં આવ્યા છે એટલે કે આ પુસ્તક વિદ્વાનો માટે તૈયાર કરવામાં આવ્યું નથી પણ સામાન્ય જનતા કે સાધારણ જ્ઞાન ધરાવતો માણુસ પણ સમજી શકે અને લાભ ઉઠાવે એ હેતુથીજ તૈયાર કરવામાં આવ્યું છે. પ્રત્યેક રોગ વાત, પિત્ત અને કફની વિષમતાથી જન્મે છે, અને તેના અત્યંત નિવારણ માટે આયુર્વેદ સરજાયો છે. વાત, પિત્ત, કફ વગેરેમાંથી કંઇ જોર કરે અને રોગ થાય તો પોતાને (દર્દીને) તુરત ખબર પડે છે. અને દર્દી પોતેજ પોતાનું દર્દ સમજી આ પુસ્તકની મદદથી તાત્કાલિક ઈલાજ કરી શકેછે. દાખલા તરીકે તાવ આવે, ઉલટી થાય, ઉધરસ ઉપડે, ઝાડા થાય તો દર્દીને ખબર પડેજ છે કે પોતાને શું થાય છે, છતાં સમજી ન શકાય તો પ્રયોગ સાથે તેની સમજ આપવામાં આવી છે.

આવી શૈલિનું વૈદ્યકીય પુસ્તક બહાર પાડવા માટે જનતાની માગણી ઘણા સમયથી હતી પણ એક પુસ્તક તૈયાર કરી શકાય તેટલો સમય ન મળવાથી પુસ્તક બહાર પાડી શકાયું ન હતું. પણ પ્રયોગો જાહેર વર્તમાનપત્રોમાં પ્રસિદ્ધ થયા પછી આ માગણી વધી પડી અને તેથીજ આ પુસ્તકને ત્વરાથી પ્રકટ કરવું પડયું છે. આ ગ્રંથમાં આવેલા પ્રયોગો આપણાં ઘરમાં કે આપણાં ગામડાંમાં બની શકે તેવા છે તેથીજ 'આપણાં ઘર અને ગામડાંનો વૈદ્ય' એ યથાર્થ નામ રાખવામાં આવ્યું છે.

આ પુસ્તકમાં આવેલ વૈદ્યક સંબંધીના લેખો તથા પ્રયોગો જનસમાજને ઉપયોગી થઈ પડે અને બહોળો સમુદાય તેનો લાભ ઉઠાવે એ શુભ હેતુથી તેનો ફેલાવો કરવામાં જાહેર

વર્તમાનપત્રોઃ—અઠવાડિકો અને માસિકોએ જાહેરમાં મુકી પોતાનો ફાળો અને સાથ આપી ઉત્તમ સેવા બજાવી છે જે માટે તેઓને ધન્યવાદ ઘટે છે, તેનાં શુભ નામો નીચે મુજબ છે.

| રોજીંદાં | અઠવાડિકો | માસિકો |
|---|---|---|
| મુંબઈ સમાચાર | મુંબઇ સમાચાર (સાપ્તાહિક) | 'શારદા' |
| સાંજ વર્તમાન | બેઘડી મોજ | 'નવચેતન' |
| હિંદુસ્થાન | | 'યુવક' |
| પ્રજામિત્ર અને પારસી | | 'ગુણસુંદરી' |
| નવાકાળ ( મરાઠી ) | | |
| બોમ્બે ક્રોનીકલ ( ઈંગ્લીશ ) | | |
| વિહાર ( મરાઠી ) | | |
| નવભારત | | |



# અનુક્રમણિકા.

| પ્રયોગ | વિષય | | પાનું |
|---|---|---|---|
| ૨૪ | બાળકને પીડા ક્યાં છે તે કેમ જાણવું ? | .... | ૭ |
| ૨૫ | બાળકોના ઝાડા માટે. | .... | ૭ |
| ૨૬ | બાળકને ગળું પડે તો. | .... | ૮ |
| ૨૭ | બાળદવા. | .... | ૮ |
| ૨૮ | બચ્ચાંઓ માટે અકસીર. | .... | ૮ |
| ૨૯ | બાળકોને થતી ઉલટી. | .... | ૯ |
| ૩૦ | બાળકોને ભાર રહ્યો હોય ત્યારે. | .... | ૯ |
| ૩૧ | કેવાં રમકડાં બચ્ચાંઓની તંદુરસ્તી બગાડે. | .... | ૯ |
| ૩૨ | બચ્ચાં તથા બાળકો માટે પ્રયોગ. | .... | ૯ |
| ૩૩ | બચ્ચાંની દુંટીનાં સોજા પર. | .... | ૧૦ |
| ૩૪ | બાળક માટે માતાને પથ્ય. | .... | ૧૦ |
| ૩૫ | બાળકને જન્મતાં તુરત ગળથુથી. | .... | ૧૦ |
| ૩૬ | બાળકોને દવા પાવ ત્યારે. | .... | ૧૧ |
| ૩૭ | સ્ત્રીઓને ધાવણુ ઓછું આવવાનું કારણ. | .... | ૧૧ |
| ૩૮ | ધાવણુ વધારવાનો પ્રયોગ. | .... | ૧૧ |
| ૩૯ | સ્તનપાક. | .... | ૧૧ |
| ૪૦ | સ્ત્રીઓને જણુતાં કષ્ટાવું. | .... | ૧૨ |
| ૪૧ | સ્ત્રીઓને ગર્ભાશયે ગરમી હોય. | .... | ૧૨ |
| ૪૨ | સુવાવડ પછી પેટ વધ્યું હોય. | .... | ૧૨ |
| ૪૩ | સ્ત્રીઓના રોગો માટે પ્રયોગ. | .... | ૧૨ |
| ૪૪ | સ્તનની ડીંટડીઓ ઉપર ચીરા. | .... | ૧૩ |
| ૪૫ | સ્ત્રી રોગ. | .... | ૧૩ |
| ૪૬ | સ્ત્રીઓને રૂતુ લાવનાર. | .... | ૧૩ |
| ૪૭ | સ્તન પર પ્રયોગ. | .... | ૧૪ |

# શરીરની રચના




- અ હૃદય. (રકતાશય)
- બ ફેફસાં.
- ક કલેજું. (લીવર)
- ડ હોજરી.
- ફ નાના આંતરડા.
- ગ મૂત્રાશય
- મ ઉપર જતી ધોરી નસ
- ન. ગળાંની નસો.
- ઇ વાયુ નળી.
- પ ઉદરપટલ.
- ● હાથની નસો.

# આપણાં ઘર

## અને

# ગામડાંનો વૈદ્ય.



### ૧ બાળકને અન્ન પ્રયોગ.

બાળકને બે વર્ષ સુધી માત્ર દૂધ ઉપરજ રાખવું, પછી અન્ન ઉપર ચડાવવું. આથી બાળકની તંદુરસ્તી ભવિષ્યમાં પણ ઘણી સારી રહે છે.

### ૨ ધાવણ ઓકતું બાળક.

જે બાળક ધાવીને ઓકતું હોય તેને, સૂંઠ, પીપર અને મરી સરખે વજને લઇ, ખાંડાવી, કપડે ચાળી, ચૂર્ણ કરી, તેમાંથી દિવસનાં બે વખત, સવાર સાંજ, ચણોઠીભાર લઇ મધ અને તેનાથી અડધું ઘી લઇ, સાથે મેળવી, ચટાડવાથી ધાવણ ઓકવાનો રોગ મટે છે અને ધાવણ સારી રીતે પાચન થાય છે.

## ૩ બાળકના દાંત જલદી આવે.

જે બાળકને દાંત ઉગવા સંબંધી પીડા થઈ હોય તેને દાંત જલદી લાવવા માટે તથા પીડા શાન્ત કરવા માટે તે બાળકની દાંતની પાળ ઉપર પેઢાં પર મધ અને પીપરનું ચૂર્ણ સાથે મેળવી હલકે હાથે ઘસવું. જેથી દાંત જલદી તેમજ સહેલાઈથી આવે છે.

## ૪ બચ્ચાંઓને થતી મોટી ઉધરસ.

ખુંદને શેકી ચૂર્ણ બારીક કરવું, પછી તેમાંથી ૧ એક આનીભાર લઇ, બે તોલા ભાર પાણીમાં ઉકાળી તેમાં મીઠું વાલ બે નાંખી તેમાંથી ધાવણાં બચ્ચાંઓને પાંચથી દસ ટીપાં અને મોટા બાળકને ૦l તોલા સુધી દિવસના બે વખત આપવું.

## ૫ બાળકોને શાથી દૂધ પચે ?

બાળકોને જ્યારે દૂધ માફક નથી આવતું અગર અજીર્ણથી ઉલટી કરી દૂધ કહાડી નાખે છે ત્યારે બે ભાગ દૂધ અને એક ભાગ કળીચુનાનું પાણી (ચુનો પલાળતાં નીચે ચુનો રહે અને ઉપર પાણી જે રહે છે તે આછ વાપરવી) નાખી તે બાળકને પાવું, જેથી તે પચે છે અને પેટમાં રહે છે અને ઉલટી કરી નાખતું નથી. મોટા માણસોને પણ જમ્યા પછી થતી ઉલટી દબાવવા માટે ચુનાની આછ એક મોટો ચમચો ભરી રોજ લેવાથી ફાયદો થાય છે અને આરામ કરે છે.

## ૬ બાળકોને થતી દૂધની ઉલટી.

આંબાની ગોટલીની ઉપરની છાલ કહાડી નાખીને લેવી. તે ચણોઠીભાર તથા શાળની ધાણી ચણોઠીભાર અને સિંધવ ચણોઠીભાર ત્રણેને સાથે વાટી, મધમાં સવાર, બપોર અને સાંજ એક એક ચણોઠીભાર ચટાડવાથી બાળકોને થતી દૂધની ઉલટી મટે છે.

## ૭ બચ્ચાંઓને દાંત આવવાનો રોગ.

બાળકોને દાંત આવતા હોય અને પીડા થતી હોય તો તેના ઉપદ્રવો પીડે નહીં તે માટે ધાવડીના ફુલનું બારીક ચૂર્ણ અને લીંડીપીપરનું ચૂર્ણ સરખે ભાગે લઇ, થોડું થોડું દિવસનાં ૩ ત્રણ વખત પેઢાં ઉપર ઘસવું. જેથી દાંત પીડા વગર આવશે.

## ૮ બાળકની ગુદાપાકનો ઉપાય.

તે જગ્યાએ સ્વચ્છતા રાખવી અને પાક ઉપર રસવંતીનો લેપ કરવો, અને રસવન્તી ૧ ચણોઠીભાર પાણીમાં મેળવી, રોજ પાવી, જેથી ગુદામાં થયેલો પાક મટશે.

## ૯ બાળકની ગુદાપાકનો ઉપાય.

શંખચૂર્ણ ૧ એક ચણોઠીભાર, રસવંતી એક ચણોઠીભાર અને જેઠીમધનું ચૂર્ણ ૧ એક ચણોઠીભાર, ત્રણે સાથે મેળવી, ત્રણ ભાગ કરવા અને સવાર, બપોર અને સાંજ એક એક રતીભાર દુધ અથવા ધાવણ સાથે પીવા આપવાથી ગુદાપાક મટે છે. ઝાડાની જગ્યા તેને ગુદા કહે છે.

## ૧૦ બાળકને પથ્ય.

બચ્ચાંઓને સર્વ બાબતનો અટકાવ કરવો, પણ ધાવવાનો અટકાવ તો નજ કરવો. ધાવતું બાળક જ્યારે બિમાર પડે ત્યારે લાંઘણ કરાવવી હોય તો તેની માતાને હલકું ભોજન કરાવવું તેજ બસ છે.

## ૧૧ બાળક રડયા કરતું હોય તો.

ધાવણું બાળક રડ્યા કરતું હોય તો હરડાં, બહેડાં, આંબળાં ને પીપર સરખે વજને લઇ, ખંડાવી, બારીક ચૂર્ણ કરાવી, તેમાંથી ૧ એક ચણોઠીભાર સવારે તથા એક ચણોઠીભાર સાંજે

તથા જરૂર પડે તો બપોરે પણ આપવું. મધથી અડધું ઘી લઇ, તેમાં મેળવી, રોજ ચટાડવાથી બાળકને સુખ થાય છે અને રૂડવાનું બંધ કરે છે.

## ૧૨ બાળકને દુંટીનો પાક થયો હોય.

જે બાળકને દુંટી પાકી આવી હોય તેને બકરીની લીંડી બાળીને તેની રાખ દુંટી પર ભભરાવી લગાડવાથી મટે છે, અથવા દુંટી પર ચંદનચૂર્ણ લગાડવાથી દુંટીનો પાક મટે છે.

## ૧૩ બાળકની હેડકીનો ઉપાય.

કડુનું ચૂર્ણ ૧ એક ચણોઠીભાર ધાવણાં બચ્ચાંને મધમાં મેળવી ચટાડવાથી હેડકી મટે છે. લાંબા વખતથી ઉલટી થયા કરતી હોય તે પણ મટે છે. રોજ સવાર તથા સાંજ બે વખત ચટાડવું.

## ૧૪ નાનાં બચ્ચાંને ધવરાવવાનો સમય.

એક અને બે મહિનાનાં બાળકને દર બે કલાકે ધવરાવવું. ત્રણ વરસનાં બચ્ચાંને દર ત્રણ કલાકે તેની માતાએ ધવરાવવું એથી વધારે ઉંમરનાને ૩ થી ૪ ચાર કલાકે અને રાત્રીના સમયે દર ૪ ચારથી પાંચ કલાક પહેલાં ધવરાવવું નહીં. બચ્ચું રડયા કરે તેથી વખતોવખત ધવરાવવું નહીં કે દુધ આપવું નહીં. એ રીતે ધવરાવી, બચ્ચાંને ચુપ કરવાની કોશેષ કરવાથી તે દુધ હજમ થતું નથી. માટે ઉપર કહેલા સમયેજ ધવરાવવું, અગર દુધ ન આવતું હોય, અગર કોઇ કારણથી દુધ અપાતું હોય તો ચોકખું ગાયનું દુધ, તેમાં અડધો અડધ પાણી નાખી ગરમ કરવું, તેમાં મીઠાશ થાય તેટલીજ થોડી સાકર નાખી સહેજ ગરમ હોય તે સમયેજ પાવું.

## ૧૫ કેવી માતાએ ધવરાવવું નહીં.

જો માતા બહુ નબળી હોય, જો માતાને ગર્ભ રહ્યો હોય, ચહેરા ફીક્કો અને હાથપગ થંડા રહેતા હોય, ધાતુ જતી હોય, માથાનું દર્દ હોય, હાંફણ કે ક્ષય રાગ હોય, વાઇ આવતી હોય, દીવાનાપણું હોય, દુધ ન આવતું હોય ત્યારે માતાએ ધવરાવવું નહીં, પણ ગાયનું દુધ અડધું પાણી અને સહેજ સાકર નાંખી ગરમ કરી સહેજ ગરમ હોય ત્યારેજ પાવું. અતિ ગરમ કે તદ્દન થંડું પાવું નહીં.

## ૧૬ ધાવણાં બાળકોની કસરત.

બચ્ચાંને ખુલ્લી હવામાં ફેરવવાથી તેની તંદુરસ્તી સારી રહે છે. બચ્ચાંને જોરથી ઉછાળવું અથવા ખુબ હલાવીને રમાડવું નહીં જોઇએ, પણ કસરત આપવા બરાબર સુવાડી હાથ હલાવવા. પારણાંમાં કે હીંચકામાં નાંખી હીંચકાવવાથી પણ તેને કસરત મળે છે અને આનંદથી સુઈ જાય છે. બચ્ચાંને ઉતાવળથી ચાલતાં શીખવવાની હોંશથી તેને જોરજુલમથી ઉભું રાખવું નહીં, પણ ઉભું રહેવાની કે ચાલવાની કુદરતી વલણ થાય તો તેમ કરવામાં તેને મદદ કરવી.

## ૧૭ બાળકો માટી ખાતાં હોય તો.

કેટલાંક બાળકોને ધુળ ખાવાની ટેવ હોય છે અને તેથી તેનું પેટ કઠણ થઈ જાય છે અને ખાઇ શકાતું નથી ને હાંફ્યા કરે છે. તેને “ઓદાર”નો જુલાબ ૧ એક ચણોઠીભાર માત્રાથી ધાવણમાં અગર દુધમાં આપવાથી બાળકને રેચ લાગી પેટમાં ગયેલી ધુળ કહાડી નાંખે છે. પેટ સખત હોય તો વજન બમણું પણ આપી શકાય. આ જુલાબ કાળા રંગનો થાય છે અને તેમાં માટી દેખાઈ આવે છે.

## ૧૮ બાળકોના સોજા માટે લેપ.

મોથ તોલો ા, કોળાંનાં બીજ તોલો ા, તેલીયો દેવદાર તોલો ા અને ઇંદ્રજવ તોલો ા તેને પાણીમાં વાટી, જે જગ્યાએ સોજો હોય તેટલા પ્રમાણમાં લઇ લગાડવો જેથી સોજો ઉતરે છે.

## ૧૯ બાળકને ગળું સુકાતું હોય ત્યારે.

ધાવણાં બચ્ચાંનું ગળું સુકાયા કરતું હોય અને જીભ બહાર કહાડ્યા કરતું હોય તો સુગંધી વાળો તેનું બારીક ચૂર્ણ ૧ એક ચણોઠીભાર સવારે તથા ૧ એક ચણોઠીભાર સાંજે તેમાં ૧ એક ચણોઠીભાર સાકર મેળવી મધમાં ચટાડવું. તેથી ગળામાં પડતો શોષ મટશે અને આરામ થશે.

## ૨૦ બાળકના રોગ જાણવાનાં ચિન્હો.

જો બચ્ચું આંખો મીંચેલી રાખે તો માથામાં પીડા થાય છે એમ જાણવું. જો બાળક જીભ અને હોઠ કરડે અને શ્વાસ વધારે લે તથા જોરથી મૂઠીઓ વાળે તો તેનાં હૃદયમાં પીડા થાય છે એમ જાણવું. જો તેનો ઝાડો બંધ થયો હોય, તો તેને ઉલટી થાય, જો ધાવતાં સ્તન કરડે, આંતરડામાં શબ્દ થાય, પેટ ચડે, તેની પીઠ અંદર નમી જાય, પેટ ઉંચુ થાય, તો તેના કોઠામાં પીડા છે એમ જાણવું. જો બાળકનો ઝાડો અને પીશાબ બંધ થાય તો તે ત્રાસ પામે છે. જો તે ચારે બાજુ જુએ તો તેનાં પેઢામાં અને ગુહ્યસ્થાનમાં પીડા છે એમ જાણવું.

## ૨૧ બાળકોનાં વૃષણનું વધવું.

બચ્ચાંઓને સાધારણ રીતે વધરાવળ એટલે કે એક વૃષણ બીજા કરતાં બમણું કે ત્રણગણું વધી જાય છે, અને વખતે બન્ને વૃષણો મોટાં વધી જાય છે. તે રોગ પર થોડા દિવસ

નવસારને પાણીમાં મેળવી પોતાં મુકવાથી આ વધરાવળ બેસી જઇ આરામ થાય છે.

## ૨૨ ધાવણાં બચ્ચાંનાં અજીર્ણ પર.

સુવાનું પાણી બાળકોને ઉંમરના પ્રમાણમાં દસથી વીસ ટીપાં પાવાથી, ઉલટી, હેડકી, પેટની ચુંક, અજીર્ણ વગેરેમાં ફાયદો કરે છે. ૩ થી ૬ વર્ષનાંને દસ ટીપાં તથા વધારે ઉંમરનાંને વીસ ટીપાં આપવાં. ધાવણાં બાળકોને પેટપીડ ઉપડે ત્યારે તેની માએ સુવા ચાવી, પાંચ ટીપાં બચ્ચાંનાં મુખમાં નાખવાં. જેથી તુરત ફાયદો થઇ આરામ કરશે.

## ૨૩ બચ્ચાં માટે ખાસ દવા.

ધાવણાં બચ્ચાંને થતાં ઝાડા, મરડો, ઉધરસ, ભરાઈ આવવું તથા ઉલટીમાં દુધ નીકળી જતું હોય ત્યારે, વજ ધાવણ સાથે અગર દુધમાં ત્રણ ઘસારા ઘસીને આપવાથી આરામ થાય છે. જ્યારે બચ્ચાંને છાતીમાં કફ ભર્યો હોય ત્યારે ગરમ પાણીમાં વજ બે ચણોઠીભાર આપી ઉલટી કરાવવાથી ઘણો ફાયદો થાય છે, અને ખાસ કરીને બાળકોને દાંત આવતા હોય ત્યારે જરૂર વજ બાળકોને ત્રણ ઘસારા દુધ અથવા ધાવણ સાથે પાવો.

## ૨૪ બાળકને પીડા કયાં છે તે કેમ જાણવું ?

રોગી બાળક પોતાના શરીરનાં જે ભાગને બહુ સ્પર્શ કરતું હોય અથવા તેનાં જે અંગને સ્પર્શ કરવાથી તે સહન ન કરી શકતું હોય ત્યાં આગળ તેને પીડા છે એમ જાણવું.

## ૨૫ બાળકોના ઝાડા માટે.

બીલીની છાલ તોલો એક તેને અડધો શેર પાણીમાં ઉકાળી, ઉકાળતાં ચોથો ભાગ બાકી રહે ત્યારે ઉતારી, તેમાં મધ તોલો

૦। નાખી, બાળકોને તોલો ૦॥ સવારે તથા તોલો ૦॥ સાંજે આપવાથી બાળકોને થયેલા ઝાડા મટે છે. ધાવણાં બાળકો માટે દસથી પંદર ટીપાં આપવાં.

## ૨૬ બાળકને ગળું પડે તો.

બાળકોને તાળવાની જગ્યાએ ખાડો પડે છે તેને લોકો ગળું પડયું કહે છે. આથી બચ્ચાંને ધાવવાનું ગમતું નથી, ઝાડો પાતળો થાય છે, ગળું સુકાઈ તરસ લાગે છે, ખસ કે ચળ ઉપડે છે, આંખો દુખે છે, ડોક બરાબર રહેતી નથી, ઉલટી થાય છે. આ ઉપદ્રવો થાય ત્યારે તાળવાને આંગળીએથી સહેજ ઉંચું કરી (ઈજા ન થાય તે ધ્યાન રાખવું) તે જગાએ જવખાર અને મધ સરખે ભાગે મેળવી રોજ લગાડવું જેથી આરામ થશે.

## ૨૭ બાળ દવા.

લીંડીપીપર તોલો ૦। અતિવીસની કળી તોલો ૦। નાગરમોથ તોલો ૦। અને કાકડાશીંગી એ સર્વ ઔષધો સરખે વજને લઈ, બારીક ચૂર્ણ કરવું. પછી રોજ બાળકોને ચાર ચાર ચણોઠીભાર તથા ધાવણાં બચ્ચાંને એક એક ચણોઠીભાર મધ સાથે ચટાડવાથી ઝાડા, શ્વાસ, ઉધરસ, શરદી અને ઉલટી વગેરે રોગો મટે છે. બચ્ચું ધાવતું હોય તો બચ્ચાંની માતાએ પણ પથ્ય પાળવું, હલકો ખોરાક ખાવો, ખટાશ, ખાંડ ન ખાવાં.

## ૨૮ બચ્ચાંઓ માટે અકસીર.

માત્ર અતિવીશની કળીનું ચૂર્ણ ચણોઠીભાર દિવસના બે વખત સવાર સાંજ મધમાં મેળવી ધાવણાં બચ્ચાંને ચટાડવું. દર્દનું જોર વધારે હોય તો દિવસના ત્રણ વખત પણ આપવું (બપોરે) જેથી ઉધરસ, તાવ, ઉલટી, ઝાડા વગેરે મટાડે છે.

## ૨૯ બાળકોને થતી ઉલટી.

ડેકામાળી પાણીમાં વાટી બાળકોને ટીપાં વીસથી પચીસ તથા ધાવણાં નાંનાં બચ્ચાંઓને પાંચથી સાત ટીપાં પાવાથી ઉલટી બેસે છે, બાળકોની પેટચુંક, ગોટો, કૃમિ, (કરમ) વગેરેના રોગ નાબુદ કરે છે. પેટમાં દુખતું હોય તો ડેકામાળી અને એળીઓ સરખે વજને લઇ પેટ પર લેપ કરવાથી પેટનો દુખાવો મટે છે.

## ૩૦ બાળકોને ભાર રહ્યો હોય ત્યારે.

બાળકોને જે ચીજનો ભાર રહ્યો હોય તેજ ચીજ બાળીને (ભસ્મ રાખ કાળી જે લોઢાનાં વાસણમાં બાળીને કરી હોય તે) રોજ છ છ ચણોઠીભાર સવાર સાંજ આપવાથી જે ચીજનું અજીર્ણ થયું હશે તે મટશે. તેને લીધે તાવ આવ્યો હશે તો ઉતરશે, ધાન્યનો ભાર રહ્યો હોય. જેવા જે ઘઉં, બાજરો, ચણાની બનાવટ વગેરે તથા શાકનો ભાર બટાટા, ચોળા, ભીંડા, કે અન્ય શાક તથા ફળ, જામફળ, બોર, કેળાં અથવા બીજાં વગેરેનો ભાર રહ્યો હોય તો તેને બાળીને તેની રાખ પાણી સાથે પાવાથી આરામ થશે.

## ૩૧ કેવાં રમકડાં બચ્ચાંઓની તંદુરસ્તી બગાડે.

જે રમકડાં રંગવાળાં હોય અને જેને બચ્ચાંઓ વખતોવખત મોંમાં નાંખ્યા કરે છે તે રમકડાં બચ્ચાંઓની તંદુરસ્તી બગાડે છે, કારણ કે રમકડાં પરનો રંગ ઝેરી હોય છે અને તે પેટમાં જવાથી નુકશાન કરે છે. માટે તેવાં રંગવાળા રમકડાં બચ્ચાંઓને આપવા નહીં.

## ૩૨ બચ્ચાં તથા બાળકો માટે પ્રયોગ.

કાંકચનાં બીજ તોલા આઠ, અતિવીષની કળી તોલા ચાર, છુવારો તોલા ચાર, ઇંદ્રજવ તોલા બે, હરડેદળ તોલા

આઠ, સંચળ તોલા ચાર, કપીલો તોલા ચાર, વાવડીંગ તોલા બે, વજ તોલા બે, આ વજનથી અડધા ભાગનું કે પા ભાગનું પણ ચૂર્ણ બનાવી શકાય. ઉપર પ્રમાણે ઔષધો લઈ તે ખંડાવી, કપડે ચળાવી, ચૂર્ણ કરાવી, નાનાં ધાવણાં બચ્ચાંને એકથી બે ચણોઠીભાર તથા તેનાથી મોટાંને બેથી ચાર ચણોઠીભાર આપવાથી બાળકોનાં સર્વ રોગો નાશ પામે છે, અને રોગ ન થયો હોય ત્યારે આ દવા શરૂ રાખવાથી રોગો થવા નહીં દે તથા બાળકને તંદુરસ્ત રાખશે.

## ૩૩ બચ્ચાંની દુંટીનાં સોજા પર.

માટીનો અતિ નાનો ઘડો લઈ, સગડી પર ગરમ કરવો. પછી તેના પર દુધ નાખી થંડો પાડવો, એટલે કે તદ્દન થંડો ન પાડવો. પછી તે ઘડાથી બાળકની દુંટી પર શેક આપવો. જેથી સોજો નરમ પડે છે અને આરામ થાય છે.

## ૩૪ બાળક માટે માતાને પથ્ય.

ભારે તેમજ દોષોને વધારનારાં ભોજનોથી માતાના શરીરમાં દોષો કોપે છે, તેથી ધાવણ બગડે છે. અયોગ્ય આહારવિહાર કરનારી સ્ત્રીના શરીરમાં જુદી જુદી જાતના દોષો ધાવણને દુષિત કરે છે, તેથી બાળકના શરીરમાં રોગો થાય છે. માટે ધાવતું બાળક બિમાર પડે ત્યારે તેની માતાએ પથ્ય પાળવાની તેમજ ઔષધ લેવાની જરૂર છે. તેમજ બાળક બીમાર ન પડે તે સાવચેતી માટે માતાએ વિરૂધ્ધ ખાનપાન કરવા જોઇએ નહીં.

## ૩૫ બાળકને જન્મતાં તુરત ગળથુથી.

બાળકને જન્મતાં તરતજ જે ઔષધો મેળવી પાવામાં આવે છે તેને ગળથુથી કહે છે. ઇંદ્રવારણી, બ્રાહ્મી, વજ અને શંખા-

વળી એ દરેક સરખે વજને લઇ વાટવાં, તેમાંથી ચણોઠીભાર જેટલું લઇ, તેમાં તેટલુંજ ઘી તથા બમાણું મધ લઇ, એકત્ર કરી, મેળવી, બાળકની બુદ્ધિ, આયુષ્ય, અને બળને માટે ચટાડવું.

## ૩૬ બાળકોને દવા પાવ ત્યારે.

બાળકોને દવા પાવાની હોય તો ચમચીથી એકદમ મ્હોડામાં નાખી ન દેવી. તેમ કરવાથી વખતે શ્વાસનળીમાં દવા જવાથી બાળક ગભરાઇ જાય છે, અને તેને ત્રાસ પડે છે. માટે દવા ધીમે ધીમે અને રહી રહીને પીવરાવવી, જેથી બાળકને ત્રાસ પડતો નથી.

## ૩૭ સ્ત્રીઓને ધાવણ ઓછું આવવાનું કારણ.

પુત્ર કે પુત્રી ઉપર પ્રેમ નહીં રહેવાથી, ભયથી, શોકથી, ક્રોધથી, શરીરને પૌષ્ટીક ખોરાક નહીં મળવાથી, ભુખ્યાં રહેવાથી અથવા બીજો ગર્ભ રહેવાથી, આવાં કારણોથી સ્ત્રીઓનું દુધ ઓછું થઇ જાય છે.

## ૩૮ ધાવણ વધારવાનો પ્રયોગ.

દુધ સ્ત્રીઓને વધારવા માટે સાળના ચોખા, ઘઉં, નાળીએર, શીંગોડા, શતાવરી, અને લસણ આ વસ્તુઓ સ્ત્રીઓને ધાવણ વધારનાર છે. તેથી તે ખાવા અને મન આનંદમાં રાખવું. માત્ર વિદારીકંદનો રસજ તોલો ૦ા સવારે તથા તોલો ૦ા સાંજે પીવાથી અથવા તેનું ચૂર્ણ બેઆનીભાર સવારે દુધની સાથે પીવાથી પણ ધાવણ વધે છે.

## ૩૯ સ્તનપાક.

સ્તનપાક તથા સ્ત્રીઓને સ્તનની અંદર દુધ થતી વખત સુવાવડમાં ત્રીજે કે ચોથે દહાડેથી જે દુખાવો થાય છે

અને સોજો થઇ આવે છે તે પર નવસારનાં પાણીનાં પોતાં મુકવાથી દુર થાય છે. તેમજ સ્તનપાક થઇ ફુટવાથી સ્તનની અંદર કઠણ ગાંઠો બંધાઇ જવા સંભવ છે, તે ગાંઠો ઉપર પણ નવસારનાં પોતાં મુકવાથી તે ગાંઠો નરમ પડી જાય છે.

## ૪૦ સ્ત્રીઓને જણતાં કષ્ટાવું.

ઘણી ગફલતોથી સ્ત્રીઓ જણતાં કષ્ટાય છે. તો તે સમયે તેને પીપર અને વજ સરખે વજને લઇ, પાણીમાં વાટી નાખી, તેમાં એરંડીયું તેલ તેટલાજ વજનથી મેળવવું, લેપ જેવું પાતલું રાખી, ડુંટી ઉપર લેપ કરવો, જેથી સુખથી બાળક આવશે, પ્રસવ થશે.

## ૪૧ સ્ત્રીઓને ગર્ભાશયે ગરમી હોય.

સ્ત્રીઓને ગર્ભાશયમાં ગરમી રહેતી હોય, હાથે પગે બળતરા થતી હોય, પિત્તપ્રકોપ રહેતો હોય, તો સ્ત્રીઓએ રોજ જીરૂં તોલો ૦॥ ખાંડી, બારીક ભુકો કરી, તેમાં ઘી તોલો ૦॥ અને સાકર તોલો ૦॥ મેળવી રાત્રે માટલા પાસે મુકી રાખવું. સવારના, વહેલાં, પ્રથમ તે ખાવું જેથી આરામ થશે. ગરમ મસાલા તથા મરચાં ન ખાવાં.

## ૪૨ સુવાવડ પછી પેટ વધ્યું હોય.

સુવાવડ પછી પેટ વધ્યું હોય તો તે બેસાડવા માટે એકવીસ દીવસ પછી જ દવા કરવી. પીપરીમૂળનું ચૂર્ણ બેઆનીભાર સવારે દહીં નવટાંક લઈ, ઘોળી, તેમાં મેળવીને રોજ ખાવું, જેથી પેટ જે વધી ગયું હોય તેને ફાયદો કરી ઓછું કરે છે.

## ૪૩ સ્ત્રીઓના રોગો માટે પ્રયોગ.

જીરૂં, કલોંજીજીરૂં, શાહજીરૂં, પીપર, અક્કલકરો, સુગંધી વજ, સીંધવ, જવખાર, તથા અજમા દરેક એક એક તોલો એટલે કે કુલ્લે ૯

તોલા લઈ, ખંડાવી, કપડે ચળાવી, તે ચૂર્ણને 'ઘી'માં શેકી નાખવું, પછી તેમાં સાકર તોલા નવ નાખી તેના નવ સરખા લાડુ બનાવવા, પછી રોજ એક એક નવ દિવસ સુધી ખાવાથી સ્ત્રીઓને યોની સંબંધીનો કોઈ પણ જાતનો રોગ હોય તો મટે છે.

## ૪૪ સ્તનની ડીંટડીઓ ઉપર ચીરા.

ઘી તોલા ૫ પાંચ તેને ગરમ કરી, તેમાં રાળ તોલા ૫ પાંચ નાખી, નીચે ઉતારી, પાણી નાખી, તેને ખુબ ફીણવું, તે મલમ સ્તનની ડીંટડીઓ ઉપર ચીરા પડ્યા હોય ત્યાં લગાડવાથી મટે છે.

## ૪૫ સ્ત્રી રોગ.

હરડે તોલો એક, બહેડાં તોલો એક, અને આંબળાં તોલો એક, ગળો લીંબડાની તોલો એક તેને લઇ અધકચર્યાં કરાવી, તેમાંથી તોલા બે લઈ, એક શેર પાણીમાં ઉકાળવાં. પા શેર પાણી બાકી રહે ત્યારે ઉતારી, થંડું પાડી, તે પાણીથી રોજ યોની ધોવાથી સ્ત્રીઓને યોનીમાં આવતી ચળ મટે છે.

## ૪૬ સ્ત્રીઓને રૂતુ લાવનાર.

કોઇ દોષથી રૂતુ સાફ ન થતું હોય તો રૂતુ લાવનાર તરીકે કાળા તલનો કાઢો ઉત્તમ છે. એક તોલો કાળા તલ લઇ તેને વીસ તોલા પાણીમાં ઉકાળવા ને જ્યારે પાંચ તોલા પાણી બાકી રહે ત્યારે ઉતારી, તે પાણી ગાળી લઇ, તેમાં ૦ા તોલો ગોળ નાખી પીવું. સાંજે પાછા તેજ તલ તેજ પ્રમાણે ઉકાળીને તેનું પાણી ગોળ સાથે પીવું. આ રૂતુસ્રાવ (અટકાવના) ના ચાર દિવસ સુધી ચાલુ રાખવું અને નિત્ય પીવું. જેથી રૂતુ સાફ આવી જશે.

## ૪૭ સ્તન પર પ્રયોગ.

મરી, સિંધાલુણ, પીપર, તગર, મોટી રીંગણીનાં ફળ, અઘેડાનું મૂળ, તલ, ઉપલેટ, જવ, અડદ, સરસવ ને અશ્વગંધા તે દરેક સરખે વજને તોલો એક એક લઇ, તેને બારીક ખંડાવી, કપડે ચળાવી, ચૂર્ણ કરાવવું. પછી તેમાંથી થોડું થોડું લઇ રોજ મધ સાથે મેળવી સ્તન ઉપર મસળવાથી સ્તન મોટાં થાય છે.

## ૪૮ સ્ત્રીઓને છોકરૂં ન થતું હોય ત્યારે.

૧ જો સ્ત્રીનું ફુલ (યોની) ઉંધું થઇ ગયું હોય તો ગર્ભ ન રહે.

૨ જો સ્ત્રીયોની વાયે ઢંકાઇ હોય તો ગર્ભ ન રહે.

૩ જો સ્ત્રીની યોનીમાં અતિ ગરમી રહેતી હોય તો ગર્ભ ન રહે.

### પરીક્ષા

૧

જો સ્ત્રીનું ફુલ ઉંધું થઇ ગયું હોય તો જ્યારે સ્ત્રીને રૂતુ આવે અને છેટે બેસે, ત્યારે કયાં દુઃખે છે તે પુછવું, માથું દુઃખતું હોય તો સમજવું કે તેનું ફુલ ઉધું થઇ ગયું છે.

૨

જો સ્ત્રીનું અંગ બહુ દુખતું હોય ને શૂળ ઉઠતું હોય તો એમ જાણવું કે ફુલ વાયે ઢંકાયું છે.

૩

જો સ્ત્રીની યોનીમાં ગરમી રહેતી હોય તો કમ્મર દુખે, ઉનવા થાય, તથા અંગે ઝાળ ઉઠે, તથા શરીરે અને કપાળે પરસેવો વળતો હોય તો ફુલ ધગે છે એમ સમજવું.

## ઉપાય

૧

જો ફૂલ ઉંધું થઈ ગયું હોય તો વણના કપાસીયા, તેનાં બીજ કહાડીને ઘઉંનાં પાણીમાં પલાળીને જુનાં રૂની અંદર ગોળી કરી, ઋતુસ્નાન પછી ૩ ત્રણ દિવસ યોનીમાં મુકવી. દિવસના બે બે વાર દવા જુના રૂમાં મુકી, અંદર મુકવી, આથી ગર્ભધારણ થઈ શકે છે.

૨

ફૂલ જો વાયે ઢંકાયું હોય તો, હીંગ સારી ચોકખી એક રૂપિયાભાર લાવી, ઘી તોલા બેની અંદર ઝીણી વાટીને તેની ત્રણ ગોળી કરવી અને તે ગોળી દરરોજ એક એક યોનીમાં મુકવી, જેથી કમળ વાયે ઢંકાયું હોય તે મટશે અને ગર્ભ ધારણ કરશે.

૩

યોનીમાં અગ્નિ ઉઠતી હોય તો તાંદલજાની ભાજીનો રસ કહાડીને રૂમાં ભીંજવીને ત્રણ દિવસ સુધી તેનાં પોતાં યોનીમાં મુકે તો શાન્તિ થાય અને ગર્ભ ધારણ કરે છે.

### ૪૯ ગર્ભ ન રહેતો હોય તો રહે.

સ્રીને ઋતુ આવે અને ચાલુ રહે તે દિવસોમાં અશ્વગંધા, તેનું ચૂર્ણ બેઆનીભાર લઇ, દૂધ શેર અડધામાં ગરમ કરી, તેમાં ઘી તોલો અડધો નાખી સવારનાં રોજ પીવાથી ગર્ભ જે સ્રીને ન રહેતો હોય તેને રહે.

### ૫૦ સ્રી રજસ્વલાજ ન થતી હોય ત્યારે.

જે સ્રી પહેલાથી રજસ્વલાજ ન થતી હોય તે સ્રીએ રોજ સફેદતલ ખાવા, અડદની કોઇ પણ બનાવટ ખાવી, દહીંમાં અડધો-

અડધ પાણી નાખી, તે અડધા પાણીવાળી છાશ પીવી, તથા દહીં પણ ખાવું, જેથી ફાયદો થાય છે.

## ૫૧ ગર્ભ ધારણ ન થઈ શકતો હોય.

અશ્વગંધા તોલો બે, તેને એક શેર પાણીમાં ઉકાળવું. ઉકાળતાં ઢાંકવું નહીં. તેને શેર પાણીમાંથી શેર ૦। પાણી બાકી રહે તેટલું બળવા દઈ, બાકીનુ નીચે ઉતારી, સહેજ ગરમ હોય ત્યારેજ પીવું. એ રીતે સાત દિવસ સુધી, ઋતુ આવ્યા પછીના સાત દિવસ સુધી (રોજ નવો ઉકાળો) પીવાથી સ્ત્રીને ગર્ભ રહે છે.

## ૫૨ ગર્ભ રહેજ નહીં તેનો પ્રયોગ.

જે સ્ત્રીને ગર્ભ ધારણ કરવાની ઈચ્છા ન હોય તેણે પતિની સંમતિ લઇ નીચે પ્રમાણે પ્રયોગ કરવો. કાકડીનાં બીજ બે આનીભાર સવારે સ્ત્રીને ઋતુના સમયના ચાર દિવસ તથા ત્યાર પછીના ચાર દિવસ એમ આઠ દિવસ સુધી સ્ત્રીએ ચૂર્ણ કરાવી પાણી સાથે પીવું જેથી ગર્ભ રહેતોજ નથી.

## ૫૩ પુત્રીને બદલે પુત્ર જોઈતો હોય તો.

ગર્ભિણી સ્ત્રી શીવલીંગીનાં બીજને દૂધમાં વાટી સવાર સાંજ એક આનીભાર દૂધ શેર ૦। સાથે રોજ પીએ તે સ્ત્રીને પુત્રી આવતી નથી, પણ પુત્ર જન્મે છે.

## ૫૪ પુત્રજ આવે તે માટે.

ગર્ભિણી સ્ત્રી ખાખરાનાં એકજ પાનને દૂધમાં વાટી સવારના પીએ તો તેને પુત્રજ આવે છે અને પુત્રી જન્મતી નથી.

## ૫૫ પુત્ર કે પુત્રી જન્મવાનું કારણ.

વીર્ય અને આર્તવના સંજોગમાં જો વીર્યનો ભાગ વધારે હોય તો પુત્ર અને સ્ત્રીના આર્તવનો ભાગ વધારે હોય તો પુત્રી

આવે છે. એટલે કે તે પ્રજા ઉત્પન્ન કરતી સમયે જો સ્ત્રી બળવાન હોય, પ્રસન્નતાવાળી આનંદી હોય તો પુત્રી આવે છે અને જો તે સમયે પુરૂષ વીર્યવાન, બળવાન, હર્ષવાળો વધારે સ્ત્રીથી હોય તો રહેલો ગર્ભ પુત્ર જન્મે છે.

## ૫૬ કોઈ પણ જાતનો પ્રદર મટે.

રસવંતી તોલો ૦ા તાંજલજાનાં મુળ તોલો ૦ા તે બન્નેને સાથે વાટી તેમાં મધ તોલો ૦ા મેળવી તે સઘળાને ચોખાનાં ધોણ સાથે ત્રણ ભાગ કરી સવાર, બપોર, સાંજ પીવાથી કોઇ પણ જાતનો પ્રદર મટે છે.

## ૫૭ સ્ત્રીઓનો પ્રદર.

આ વ્યાધિ સ્ત્રીઓમાં ઘણો સામાન્ય અને જાણીતો છે. ભાગ્યે જ કોઇ સ્ત્રી આ દરદથી અજાણી હોય છે. આ રોગ જુદાં જુદાં નામથી જાણીતો છે. જેમકે પ્રદર, ધૂપણી, વાંધું, પાણી પડવું અથવા ધાત જવી, પ્રદરના પ્રવાહને આવવાનો રસ્તો અને દ્વાર એક જ હોવા છતાં તે પ્રવાહ ઉત્પન્ન થવાનું સ્થાન જુદું જુદું હોય છે. આ રોગમાં ગરમ વસ્તુઓ ન ખાવી જોઇએ, બ્રહ્મચર્ય પાળવું જોઇએ.

## ૫૮ પ્રદર ઉપર પ્રયોગ.

દર્ભનાં મુળ તોલો ૦ા સવારે તથા તોલો ૦ા સાંજે ચોખાનાં ધોણ સાથે પીવાથી પ્રદર મટે છે. ગરમ મસાલા, મરચાં વગેરે ન ખાવું.

## ૫૯ પ્રદરનો ઉપાય.

ઉંબરાનાં ફળ, તેનો રસ કહાડવો, તેમાંથી તોલો અડધો

સવારે તથા તોલો અડધો સાંજે, મધ તોલો પા નાખી, પીવાથી પ્રદર મટે છે. જમવામાં માત્ર દુધ, ભાત અને સાકર રાખવું જોઇએ.

## ૬૦ રક્તપ્રદરનો ઈલાજ.

લાલ પ્રદરમાં જેઠીમધ ચૂર્ણ તોલો પા, તથા સાકર તોલો પા, તેને સવારે તથા સાંજે ચોખાનાં ધોણ સાથે પીવાથી લાલ પ્રદર મટે છે.

## ૬૧ સ્ત્રીઓનો અત્યાર્તવ કે રક્ત પ્રદર.

સ્ત્રીઓને માસિક માંદગી વખતે આર્તવ વધારે દિવસ આવે ત્યારે તકમરીયાં તોલો અડધો સવારે તથા તોલો અડધો સાંજે પાણીમાં સાકર મેળવી તેની સાથે મેળવી પીવાથી આરામ થાય છે. રક્તપ્રદર પર પણ ગુણકારી છે.

## ૬૨ રક્તપ્રદર મટે છે.

રક્તપ્રદરના રોગમાં રાળ તોલા પાંચ તેનો ઝીણો ભુકો કરી, કપડે ચાળી, તેમાં સાકર તોલા પાંચ મેળવી, પછી તેમાંથી રોજ તોલો ૦ા સવારે તથા તોલો ૦ા સાંજે થંડા પાણી સાથે લેવાથી લાલ પ્રદર મટે છે. આ રોગ ઉપર દુધ વગેરે પૌષ્ટીક પદાર્થો ન ખાવા. ઘઉં, ચણા, મગ, ચોખા વગેરે ખાવા તો દશ દિવસની અંદર ગમે તેટલી ધાતુ પડતી હોય અથવા સ્ત્રીઓને યોનીદ્વારા લોહી પડતું હોય તે બંધ થઇ પ્રદરની પીડા વગેરે મટે છે.

## ૬૩ સફેદ પ્રદર માટે પ્રયોગ.

આંબળાંનાં ઠળીયાનું ચૂર્ણ પાણી સાથે વાટી, બારીક કરી, મધ તથા તેટલી જ સાકર લઇ તેમાં મેળવી, સવાર સાંજ એકઆનીભાર, આખા દિવસમાં બેઆનીભાર, આઠ દિવસ સુધી પીવાથી સફેદ પ્રવાહી જે સ્ત્રીઓને ગુહ્યસ્થાનમાંથી જાય છે,

અને નબળાઇ આવે છે તે આ ઔષધ મટાડે છે અને આરામ આપે છે.

## ૬૪ શ્વેતપ્રદરનો ઈલાજ.

સફેદ પ્રદરનો રોગ જે સ્ત્રીઓને થાય છે તેમાં નાગકેસરને બારીક વાટી, ચૂર્ણ કરી, કપડે ચાળી, એકઆનીભાર સવારે, બપોરે અને સાંજે છાશની અંદર તે ચૂર્ણને વાટી, લઢીને પીવું, તથા જમવામાં છાશ અને ભાતજ ખાવાનું રાખી, દર્દના જોરના પ્રમાણમાં તેટલા દિવસ આ ઔષધ લેવાનું ચાલુ રાખવાથી શ્વેતપ્રદર મટે છે અને આરામ થાય છે.

## ૬૫ રક્તપ્રદર પર પ્રયોગ.

જે સ્ત્રીને રાતું ફીણવાળું પીડા કરીને તથા માંસને ધોયું હોય તેવા રંગ જેવું થોડું થોડું લોહી નીકળ્યા કરે છે તેણે સંચળ બાર રતીભાર, શંખજીરૂ બાર રતીભાર, જેઠીમધ બાર રતીભાર, કમળનું પુષ્પ લીલું બાર રતીભાર લઇ, તેને ચાર તોલા દહીંમાં વાટીને અડતાલીસ રતીભાર મધ નાખીને તેના ત્રણ ભાગ કરવા અને ત્રણ ત્રણ કલાકે રોજ પીવું, જેથી ઉપર જણાવેલ રક્તપ્રદર રોગ મટે છે.

## ૬૬ પીડા કરીને આર્તવનું જવું.

પીડીતાર્તવ નામના રોગમાં સ્ત્રીઓને માસિક દુર બેસતી વખતે એટલે કે આર્તવ આવવા વખતે જે પીડા ઉપડે છે તે અસહ્ય થઇ પડે છે. તે સમયે ઇંટને ગરમ કરીને પેડુ ઉપર શેક કરવો, તથા ખાવામાં કપુર એકએક વાલ સવાર, બપોર, સાંજ

લેવાથી પીડા શાન્ત થાય છે. આ રોગમાં કડવા પદાર્થો તેમજ કડવી દવાઓ માફક આવે છે. નબળાઇ હોય તો શક્તિના ઉપાય કરવા.

## ૬૭ સ્ત્રીઓને વાયુપ્રકોપ.

આ રોગ હીસ્ટીરીયાના નામથી જાણીતો છે, તે કોઇપણ જાતનાં મનના દુઃખથી અને વાયુના કોપવાથી થાય છે, તે રોગમાં પીપરનાં ચૂર્ણને બેઆનીભાર સવારે તથા બેઆનીભાર સાંજે મધમાં ચટાડવું અથવા લસણની છ કળી ફોતરાં કહાડી, ઘીમાં તળીને જમવા સાથે ખવરાવવી. રાત્રે દુધમાં બદામ ઉકાળીને રોજ પાવી. દર્દીનું મન આનંદમાં રહે તેમ કરવું. કંકાશ કે અસંતોષનું કારણ દુર કરવું.

## ૬૮ સ્ત્રી ઉન્માદ (હીસ્ટીરીયા).

આ રોગમાં કાંકચનાં બીનું ચૂર્ણ બેઆનીભાર સવારે તથા બેઆનીભાર સાંજે, ગોળ તેટલાજ વજનથી મેળવી, લેવાથી ફાયદો થાય છે. ને ઉન્માદનાં ચિન્હો દબાય છે. કાંકચને કાંકચીયા પણ કહે છે.

## ૬૯ પ્રદર માટે ઔષધ.

ચાર તોલા આસોપાલવ જેને અશોક વૃક્ષ પણ કહે છે તેની છાલને છત્રીસ તોલા પાણીમાં ઉકાળવું. ઉકાળતાં બત્રીસ તોલા પાણી બાકી રહે તેટલું રાખવું, એટલે કે ચાર તોલા પાણી બળે તેટલું ઉકાળવું, પછી તેમાં તેટલુંજ એટલે કે બત્રીસ તોલા દુધ મેળવવું અને તેને પકાવવું, અને પાણીનો ભાગ બળી, માત્ર દુધ રહે ત્યારે નીચે ઉતારી થંડું પાડવું, જેને સવારમાં ભુખ્યે પેટે જમવાના સમય પહેલાં ચાર કલાકે આઠ તોલા જેટલું

પીવું, અથવા પાચનશક્તિ ઓછી હોય તો તે પ્રમાણે ઓછું લેવું, જેથી પ્રદરના રોગો મટે છે.

## ૭૦ સ્ત્રીઓને પડતાં પાણી.

સ્ત્રીઓને મૂત્રમાર્ગે પાણી જતાં હોય તો આંબળાનો રસ તોલો ૦ા, મધ તોલો ૦ા, સાકર તોલો ૦ા તે સઘળાંને મેળવી, તેના ત્રણ ભાગ કરવા, અને એક પાકેલું લીલી છાલનું કેળું લઇ, તેના ત્રણ કટકા કરી, દરેક ભાગ સાથે તે કેળાનો એક કટકો લઈ ખાવો. એ રીતે સવાર, બપોર, સાંજ લેવાથી સ્ત્રીઓને પડતાં પાણી બંધ થશે અને આરામ આઠ દિવસમાં થશે.

## ૭૧ સ્ત્રીઓને પાણીનું જવું.

પીડાકારક અને વખતોવખત મૂત્રની સાથેજ જતું પાણી એવા રોગમાં એલચીનાં ફોતરાંને ખંડાવી, કપડે ચળાવી, તે તોલો ૦ા અને દ્રાક્ષારસ તોલો સવા લઇ તેમાં મેળવી પીવાથી આરામ થાય છે.

## ૭૨ સ્ત્રીઓને પાણી જતાં હોય.

અત્યંત વિષયથી, શોક અને શ્રમથી, ઝાડાથી, કે કોઇ ઝેરી ચીજ ખવાઇ ગઈ હોય તો, શરીરમાંનાં પાણીનો ભાગ પોતાનાં સ્થાનમાંથી ખસી, મૂત્રના માર્ગમાં જાય છે, જેને પાણી જવું કહે છે. જે નિર્મળ, થંડું, વાસ વગરનું, સફેદ અને વેદના વગરનું બહુ પાણી નીકળે છે. એ પાણીનો વેગ નહીં રોકી શકવાથી દુર્બળ થયેલી સ્ત્રીને અસુખ થાય છે, તાળવું સુકાય છે, બગાંસાં આવે છે, વધારે નબળાઇ હોય તો મુર્છા પણ આવે છે, બકબકારો કરે છે, ચામડી સુક્કી પડી જાય છે, ખાવાના અને પીવાનાં પદાર્થો ખાવા છતાં તૃપ્તિ થતી નથી. એ પાણી શરીરને

ધારણ કરનાર હોવાથી તેના જવાથી શરીરને બહુ નુકશાન પહોંચે છે.

## ૭૩ સ્ત્રીને ગર્ભમાં શું છે? પુત્ર કે પુત્રી? તે જાણવાનો પ્રયોગ.

સ્ત્રીને ગર્ભમાં પુત્ર હોય તો તે સ્ત્રીને ગર્ભાશયમાં બીજે મહિને ગોળ ગોળાનાં રૂપમાં બહારથી દેખાય છે. ત્રીજે કે ચોથે મહિને જમણી આંખ સ્ત્રીની મોટી થાય છે. સ્તનમાં દુધ આવે ત્યારે પહેલાં જમણા સ્તનમાં દુધ આવે છે. જમણી જાંઘ બહુ પુષ્ટ થાય. મુખની કાન્તિ સારી અને પ્રસન્નતાવાળી રહે, નર જાતિનાં નામવાળી વસ્તુઓ ઉપર પ્રીતિ થાય છે અને સ્વપ્નમાં પણ તેમજ થાય છે. સ્વપ્નમાં આંબો વગેરે ફળ તથા કમળ પોતાને મળે છે એવું દેખાય છે. આવાં ચિન્હો સ્ત્રીને પુત્ર આવશે એમ બતાવે છે. પુત્રી આવવાની હોય તો બીજે મહિને લાંબી આકૃતિ ગર્ભાશયમાં દેખાય છે. અને જે લક્ષણ પુત્ર આવવાનાં ઉપર કહ્યાં તેનાથી વિરૂદ્ધનાં લક્ષણો જોવામાં આવે છે.

## ૭૪ દાંત મજબુત કરવાનો પ્રયોગ.

રોજ કાળા તલ તોલો એક ચાવી, તેના ઉપર થંડું પાણી પીવાનું ચાલુ રાખે તો દાંત મજબુત થાય છે, અને જીંદગી સુધી પડતા નથી. તંદુરસ્તી પણ સુધારે છે.

## ૭૫ દાંતમાં રસી થતી હોય.

દાંતમાં પરૂ થયું હોય તો દાંત સાફ રાખવા અને દિવસમાં જમ્યા પહેલાં બે વખત અને સવારે તથા રાત્રે સુતી વખતે મીઠાંના પાણીના કોગળા કરવા ચાલુ રાખવાથી ફાયદો થાય છે. સડેલા શિવાયના દાંત પડાવશો નહીં.

## ૭૬ દાંત હાલતા હોય તો.

શુધ્ધ તલનું તેલ તોલો એક, તેમાં સીંધાલુણુ તોલો ૦। મેળવી, કોગળો ભરી, મુખમાં થાકી જતાં સુધી રાખો, પછી કહાડી નાખવો. થોડીવારે બીજો, એમ ત્રણ કોગળા રોજ કરવાથી હાલતા દાંત મજબુત થાય છે.

## ૭૭ દાંત માટે મંજન

બદામ છોડીયાં લઇ, તેને બાળી નાખી, કાળી રાખ કરવી. તે રાખ શેર એક તથા સીંધાલુણુ તોલો એક તથા બે આની ભાર કપુર નાખી, તે સઘળું ચૂર્ણ, સાથે મેળવી, સુર્યોદયે દાંતે ઘસવું, જેથી દાંત સાફ થઇ જન્તુ થવા દેતા નથી અને દાંત મજબુત કરે છે.

## ૭૮ જેના દાંત ઢીલા હોય.

જેના દાંત ઢીલા હોય તેણે વડની વડવાઇનું દાતણુ કરવું અને દાંતનો દુખાવો રહેતો હોય તો વડનો ક્ષીર લગાડવાથી આરામ થાય છે.

## ૭૯ દાંતનો દુખાવો મટે.

નાગકેસરને પાણીમાં વાટી તેની લુબ્દી દાંતના કોતર ઉપર રાખવાથી દાંતની પીડા મટે છે.

## ૮૦ દાંતમાંથી પડતું લોહી.

નારંગી તથા દાડમ લાંબો વખત ખાવાથી દાંતમાંથી પડતું લોહી બંધ કરી આરામ કરે છે.

## ૮૧ દાંતનો દુખાવો ઉપડયો હોય.

દાંતમાં દુખાવો થતો હોય તો શરગવાનાં ઝાડનો ગુંદર તે જગ્યાએ રાખવાથી આરામ થાય છે.

## ૮૨ કેવા દાંત કહડાવવા નહીં.

દાઢીનાં દાંતોમાં સડો થયો હોય, હલી ગયા હોય, જમતાં ત્રાસ આપતા હોય તો કહડાવી નાખવા એ યોગ્ય છે, પણ ઉપરની પંક્તિનાં દાંતને કાઢવાથી લોહી વધારે જાય છે અને દાંતનાં અનેક રોગો પછી હુમલો કરે છે, વખતે કાણાં પડે છે. આંખને નુકસાન કરે છે. અર્દિત રોગ પણ થાય છે. માટે ઉપરની દાંતની હારનો દાંત હાલતો હોય તો પણ ખેંચાવવો નહીં, એની મેળે પડી જવા દેવો, સીવાય કે સડી ગયો હોય.

## ૮૩ અવાળુમાંથી લોહી નીકળતું હોય.

ફટકડીનું પાણી, અગર ફુલાવેલી અથવા સાદી ફટકડીનો ભુક્કો, બહાર લગાડવાનાં કામમાં ઘણો ઉપયોગી છે. મોઢું આવી ગયું હોય, અવાળુ ચડી આવ્યાં હોય, અવાળુમાંથી લોહી નીકળતું હોય તેમજ મોઢામાં અગર જીભમાં ચારાં પડી આવ્યાં હોય ત્યારે ફટકડીને પાણીમાં મેળવી કોગળા કરવાથી આરામ થાય છે.

## ૮૪ અવાળુનું ચડી આવવું.

આ રોગમાં કાંટાળાં માયાંનો ઉકાળો કરી, તે પાણીના કોગળા કરવા. જમવા સાથે લીંબુ ખાવું. ફળમાં દાડમ, નારંગી વગેરે ફળો ખાવાં. જેથી ફાયદો થાય છે. આ રોગમાં ફટકડીના કોગળા પણ ગુણકારી છે, એક જુલાબ લેવો, કારણ અજીર્ણથી અવાળું ચડી આવે છે. હલકું પચે તેવું ખાવું.

## ૮૫ બહુ થુંકનું આવવું.

વખતો વખત થુંક મોંમાં આવ્યા કરે અને થુંકયાં કરવું પડે તે રોગમાં ટંકણના કોગળા અથવા ફટકડીના કોગળા કરવા; ભારી ચીજ વસ્તુ ખાવાનું બંધ કરવું. જુલાબ વખતો વખત લેવા.

## ૮૬ કાકડો વધી ગયો હોય તો ?

ગળાંનો કાકડો વધી ગયો હોય તો અકલકરો ચણાં જેટલો લઇ મોંમાં વખતો વખત અથવા દિવસમાં ત્રણ વખત, સવાર, બપોર, સાંજ રાખવો. થોડા દિવસ, મટે ત્યાં સુધી, ચાલુ રાખવાથી આરામ થાય છે.

## ૮૭ કળતી દાઢ પર પ્રયોગ.

લવીંગનાં તેલનું ટીંપું અગર લવીંગ દાઢમાં દાબી રાખવાથી કળતી દાઢ મટે, દુખાવો મટે.

## ૮૮ દાંતનાં સખ્ત દુખાવા પર.

દાંતના સખ્ત દુખાવામાં આદુના કટકાને તુલસીનાં પાન સાથે દાંત વચ્ચે રાખવાથી દાંતનો દુખાવો બંધ થાય છે.

## ૮૯ કાનમાંથી રસી જતી હોય.

બીજોરા લીંબુનો રસ તોલો એક તથા સાજીખાર તોલો ૦ા બન્નેને એક રસ કરી, પછી તેનાં ટીપાં બે માત્ર કાનમાં નાખવાથી કાનમાં થયેલ રસી, કાનનો દુખાવો અને કાનમાં થતી બળતરા મટે છે.

## ૯૦ કાનમાં શૂળ તથા બહેરાપણું મટે.

કાનમાં શરશીયા તેલનાં ત્રણ ટીપાં રોજ નાખવાથી કાનમાં આવતું શૂળ, કાનમાં જુદી જુદી જાતના થતા અવાજ, અને બહેરાપણું એ રોગો મટે છે.

## ૯૧ કાનમાંથી પાણી કે પરૂ વહેતાં હોય.

જો કાનમાંથી પાણી વહેતાં હોય, અગર પરૂ નીકળ્યા કરતું હોય તો રસવંતી તોલો ૦ા ને સ્ત્રીનું ધાવણ તોલા ૦ા માં વાટી,

તેમાં મધ ટીપાં દસ મેળવી, કાનમાં તે રસનાં ટીપાં નાખવાથી, લાંબા કાળનો કાન વહેતો હોય, અગર પરૂ નીકળ્યા કરતું હોય તો મટે છે, અને આરામ કરે છે.

## ૯૨ કાનનાં મૂળમાં રોગ.

કાનનાં મૂળમાં સોજો, પીડા, વગેરે થઇ આવે છે તે પર, કુળથી, કાયફળ, સુંઠ, અને કાળીજીરી એ સઘળાં એક એક તોલો લઇ, ચૂર્ણ કરાવી, સઘળાં થોડા પાણીમાં મેળવી, ગરમ કરવું. તેને કાનના મૂળ ઉપર વારંવાર લગાડ્યા કરવું એટલે કે ઔષધ સુકાય કે તરત બીજું લગાડવું. એમ લગાડ્યા કરવાથી આરામ થાય છે.

## ૯૩ કાનના મૂળનો સોજો.

તાવ આવ્યા પહેલાં કાનના મૂળમાં સોજો થાય તો તે રોગી બચે નહીં. તાવની મધ્યમાં તે સોજો કાનના મૂળમાં થાય તો તે પરાણે મટે છે અને તાવ આવી ગયા પછી જો થાય તો તે ઔષધથી મટશે એમ જાણવું.

## ૯૪ બહેરો સાંભળતો થાય.

કુણી બીલી તોલા પાંચ લઇ, ગૌમુત્રમાં વાટીને તેની ચટણી બનાવવી, તેનાથી ચાર ગણું (તોલાવીસ) તલનું તેલ લેવું, તથા સોળ તોલા બકરીનું દુધ અને સોળ તોલા પાણી નાખી સઘળાંને એક રસ કરવું, પછી તેને ઉકાળવું, ઉકળતાં તેલ બાકી રહે ત્યાં સુધી ઉકાળી, પછી તે તેલને ગાળી લેવું. આ તેલનાં ટીપાં પાંચ કાનમાં રોજ નાખવાથી બહેરો રોગી સારો થાય છે. જન્મ બહેરો હોય તો નહીં.

## ૯૫ કાનના ચસકા.

તલનાં તેલમાં લસણુની બે કળી કકડાવી, તે તેલનું ટીપું કાનમાં નાખવાથી ચસકા મટે છે, તથા કાનમાં પડેલી ધાક પણ મટે છે.

## ૯૬ કાનમાં થતી વેદના મટે છે.

આદુનો રસ ટીપાં પાંચ, સીંધાલુણ વાલ એક, તથા તેલ તલનું ટીપાં વીસ, ત્રણેને ગરમ કરી, તે તેલનું ટીપું કાનમાં નાખવાથી વેદના કાનની તેમજ ચસકા મટે છે.

## ૯૭ આધાશીશીનો મસ્તક રોગ.

ગળોને અધકચરી કરીને તેનો રસ કહ્ડાડવો, તે રસ તોલો ૦ા સવારે વહેલાં તથા તોલો ૦ા સાંજે પીવાથી આધાશીશી મટે છે.

## ૯૮ આધાશીશી માટે પ્રયોગ.

હરડા તોલો એક, બહેડાં તોલો એક, આંબળાં તોલો એક, કરીયાતું તોલો એક, હળદર તોલો એક અને લીંબડાની ગળો તોલો એક એ છએ ઔષધો લઇ, ખંડાવવાં, તેમાંથી તોલો એક લઈ, તે ચૂર્ણને એક શેર પાણીમાં ઉકાળવું, તોલા દસ પાણી બાકી રહે ત્યારે નીચે ઉતારી, ગાળી, ગોળ તોલો અડધો નાખી, સ્હેજ ગરમ હોય ત્યારેજ પી જવું, આથી માથામાં મારતું શૂળ તથા આધાશીશીનો માથાનો રોગ મટે છે. જમવાનું હલકું રાખવું. રોજ માથાનો દુખાવો રહેતો હોય તો આ ઔષધ રોજ પીવાનું ચાલુ રાખવું, જેથી મટશે.

## ૯૯ માથું વાયુથી દુખતું હોય.

બગાસાં આવે, ઓડકાર આવે, શરીર ત્રુટે અને માથું દુખે તો વાયુથી માથું દુખે છે એમ સમજવું. જાયફળને પાણીમાં

વાટી કપાળ ઉપર લેપ કરવાથી વાયુથી ચડેલું માથું દુખતું મટે છે. એક જુલાબ લેવો.

## ૧૦૦ ગરમીથી, પીત્તથી, દુખતું માથું.

સોવાર ધોયેલું ઘી, માથે ઘસાવવાથી પિત્તથી દુખતું માથું મટે છે. ખટાશવાળી ચીજો ન ખાવી. એક જુલાબ લઈ લેવો.

## ૧૦૧ માથાનાં રોગનો ઈલાજ.

ખસખસને દુધમાં સારી પેઠે વાટી, હઢી, પછી તેનો મસ્તક પર લેપ કરવાથી માથાનો દુખાવો મટે છે. ખટાશ ખાવી નહીં. પેટ સાફ રાખવા માટે જુલાબ ખાસ લેવોજ.

## ૧૦૨ માથાનો ભયંકર રોગ પણ મટે.

ચારોલી, જેઠીમધ, કઠ, અડદ, અને સીંધાલુણ એ પાંચે ઔષધો સરખે વજને લઈ, બારીક ચૂર્ણ કરી તેને મધમાં મેળવી ને પછી માથા પર રોજ લેપ કરવાથી માથાનો રોગ મટે છે. પેટ સાફ રાખવું.

## ૧૦૩ માથાનાં દુખાવા માટે ઔષધ.

શતાવરી, કાળું કમળ, ધ્રો ( દુર્વા ) કાળા તલ અને સાટોડી એ પાંચે ઔષધો સરખે ભાગે લઇ તેને પાણીની અંદર વાટી, પછી તેનો માથાપર રોજ લેપ કરવાથી સર્વ પ્રકારની માથાની પીડા મટે છે. પથ્યે તેટલુંજ જમવું, દસ્ત સાફ રાખવો.

## ૧૦૪ માથાના દુખાવા માટે સુંઘવાની દવા.

કળીચુનો અને નવસાર સરખા ભાગે લઇ બન્નેને સાથે મેળવી, ચોળી તુરત સુંઘવાથી માથું દુખતું નરમ પડે છે; સ્ત્રીઓને હીસ્ટીરીયા આવતું હોય, સ્ત્રી કે પુરૂષને વાઇ આવતી

હોય તો આ બંન્ને ઔષધ મેળવી, સુંઘાડવાથી આરામ થશે અને તુરત જાગ્રત થઈ જશે. સાવચેતી એ રાખવાની કે, નાક આગળ આ ઔષધ ધરીજ ન રાખવું, પણ જરાજરા વારે દુર ખસેડી સુંઘાડવું. હીસ્ટીરીયા તથા વાઈ ઉપર બીજા પ્રયોગો આપેલા છે, તે પણ તેની પર કરવા.

## ૧૦૫ માથાના દુખાવાપર.

આંબાની ગોટલી, એક (છોડીયાં કાઢેલી) તથા હીમજ તોલો એક બન્નેનું ચૂર્ણ કરી, તેને દુધની અંદર ખુબ લઢવું, પછી કપાળ પર લેપ કરવાથી માથાનો ભયંકર રોગ પણ શાન્ત થાય છે. અજીર્ણ થવા ન દેવું. પેટ સાફ માટે જુલાબ લેવોજ.

## ૧૦૬ શરદીથી માથાનું દુખવું.

લવીંગને વાટી, પાણી સાથે મેળવી, જરા ગરમ કરી, તેને કપાળ ઉપર લેપ કરવાથી ફાયદો થાય છે, શરદી મટે છે, માથું દુખતું મટે છે.

## ૧૦૭ આધાશીશીનો ઈલાજ.

વાવડીંગ તથા કાળા તલને સમભાગે લઇ, દુધમાં વાટી, દુખતા ભાગપર લેપ કરવાથી આધાશીશીનું દુખતું માથું મટે છે.

## ૧૦૮ સૂર્યાવર્ત નામનો માથાનો રોગ.

સૂર્યોદય થાય ત્યારથી, આંખ તથા ભ્રમરોમાં મંદમંદ પીડા થતાં થતાં, આકાશમાં સૂર્ય ઉંચો આવે તેમ એ પીડા અત્યંત વધતી જાય, અને નમતો જાય તેમ પીડા પણ શાન્ત થતી જાય, અને કોઈવાર શીતળતાથી તથા કોઇવાર ગરમીથી પણ પીડા શાન્ત થાય, તે રોગ સૂર્યાવર્ત છે. તે રોગમાં ગોળ અને ઘી સાથે મેળવી ખાવાથી મટે છે. લાડવા ઘઉંનાં, ઘી ગોળવાળા

ખાવાથી ફાયદો થાય છે, તેમજ રોજ ઘીના માલપુવા, જલેબી વગેરે ખાવાથી મટે છે. તેમજ દુધ શેર ૦ા માં ગરમ ઘી તોલો ૦ાા નાંખી રોજ પીવાથી ફાયદો થાય છે, આ રોગ કષ્ટ સાધ્ય છે, તેથી આ પ્રયોગો લાંબો વખત ચાલુ રાખવાથીજ ફાયદો કરશે. આ રોગમાં છીંક લાવનાર દવા સુંઘવાથી આરામ રહે છે, કાયફળનું ચૂર્ણ કરી સુંઘવાથી છીંકો આવશે. છીંકણી સુંઘવી.

## ૧૦૯ માથાનો રોગ—સૂર્યાવર્ત.

સાકર નાખેલું દૂધ પીવાથી, નાળિયેરનું પાણી પીવાથી અથવા રોજ ઘી સુંઘવાથી સૂર્યાવર્ત નામનો માથાનો રોગ તથા આધાશીશીનો રોગ પણ મટે છે.

## ૧૧૦ આંખમાંથી પાણી નીકળતાં હોય.

બાવળનાં પાંદડાં તોલો એક તથા પાણી શેર અડધો, તેને ઉકાળી, ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે તેને ગાળી લેવું, એ ગાળી લીધેલાં પાણીને પાછું ઘાટું થાય ત્યાં સુધી ઉકાળવું, એ ઘાટા પાણી સાથે મધ તોલો ૦। ઉમેરવું, અને તેમાંથી આંજવા જેટલું લઈ આંખમાં અંજન કરવાથી આંખમાંથી પડતાં વખતોવખતનાં પાણી—નેત્રસ્રાવ બંધ થાય છે.

## ૧૧૧ રતાંધળો સારો થાય.

સાટોડીનાં મૂળને દૂધમાં ઘસીને રોજ આંખમાં આંજવાથી જેવી રીતે સૂર્ય અંધારાનો નાશ કરે છે, તેવી રીતે રાત્રે આંધળો થતો સારો થાય છે.

## ૧૧૨ આંખને માટે પ્રયોગ.

જીરૂં ખાંડેલું એક તોલો, ખાંડ બે તોલા અને ગરમ ઘી ચાર તોલા, એ સર્વને એક સાથે મેળવી, એક કલાઇવાળા સ્વચ્છ

વાસણમાં ભરી, મોઢું બરાબર બંધ કરી, ઘઉંની કોઠીમાં કે ઘઉંના ઢગલામાં ચૌદ દિવસ સુધી રાખ્યા બાદ બહાર કહાડી માહ મહિનામાં રોજ તોલો એક સવારમાં ખાવાથી આંખોને થંડક કરે, આંખો સારી કરે, અને આંખોના રોગો ન થાય.

## ૧૧૩ આંખને થંડક આપે.

કેશર સાચું લઇ, તેને પાણીમાં ઘુંટીને કપાળ પર લગાડવાથી મગજને તથા આંખને બન્નેને થંડક આપે છે. અને શાન્તિ કરે છે.

## ૧૧૪ આંજણીનો ઉપાય.

રસવંતી, સુંઠ, મરી, અને લીંડીપીપર, એ ચારે ઔષધો સરખે ભાગે (તોલો ૦। દરેક) લઇ, તેને પાણીની અંદર વાટી, તેની ગોળી વાળી લેવી, તે ગોળીને પાણીમાં ઓગાળીને આંજણી પર લેપ કરવાથી ખરજ આવે એવી પાકેલી આંજણી પણ મટે છે.

## ૧૧૫ આંખનાં રોગો માટે.

દાડમીનાં પાંદડાંને પાણીની અંદર વાટી, લઢી, પછી તેનો નેત્રની બહારના ઉપરના ભાગ પર લેપ કરવાથી કોઇપણ કારણથી દુખતી આંખો મટે છે, અને આંખને આરામ થાય છે.

## ૧૧૬ આંખના દુખાવાનો ઇલાજ.

કડવા લીંમડાનાં પાંદડાંને વાટી, લઢી, તેની લુબ્દી કરી, આંખ પર મુકી, પાટા વડે બાંધવું, તો આંખનો દુખાવો મટે, તેમજ ગરમીથી અને થંડીથી દુખતી આંખોને પણ મટાડે છે.

## ૧૧૭ ગરમીથી આંખો આવે ત્યારે.

આંબળાંને બારીક વાટી, લઢી, તેની લુબ્દી કરી, આંખ પર મૂકીને પાટો બાંધવાથી આરામ થાય છે.

## ૧૧૮ આંખની ઝાંખ મટે છે.

સૂર્યગ્રહણ, અગ્નિ, વિજળી, અને એવાજ બીજા તેજસ્વી તથા ઝીણા પદાર્થ જોવાથી જેનાં નેત્ર ઝંખવાઇ ગયાં હોય તેની આંખને ઘી લગાડવું, થંડુ પાણી આંખ પર છાંટવું તથા ઘીમાં સોનું ઘસીને તે ઘી આંજવું, જેથી આંખની ઝાંખ મટશે અને તેજસ્વી થશે.

## ૧૧૯ આંખે અંધારાં આવતાં હોય.

સુંઠ તોલો ૦।, ગોળ તોલો ૦।।, લઇ તેમાં ઘી એકઆનીભાર લઇ મોણ દેવું, એટલે કે તે સુંઠમાં પહેલાં મેળવવું, પછી તે ત્રણેની ગોળી બનાવી સવાર, સાંજ બેઆનીભાર રોજ ખાવાથી આંખે અંધારા આવતાં મટે.

## ૧૨૦ આંખોની દવા.

દુધની તરનાં ટીંપાં આંખમાં રોજ બે ટીંપા નાંખવાથી આંખોની બળતરા, લોહીનું ભરાઇ આવવું વગેરે મટાડે છે. મરચાં તથા મરી મસાલા ન ખાવા.

## ૧૨૧ આંખે ગરમી.

જો આંખે ગરમી હોય, આંખો બળતી હોય કે લાલ થઇ ગઇ હોય તો રાત્રે ચોકખું સફેદ કાપુસ દૂધમાં ભીંજવી તેનાં પોતાં આંખ પર મૂકવાથી આરામ થાય છે. ગરમ વસ્તુઓ ન ખાવી.

## ૧૨૨ આંખના રોગો થતા અટકે.

હમેશા જે માણસ ત્રણ વખત, સવાર બપોર સાંજ થંડું પાણી મુખમાં ભરીને થંડા પાણીથી આંખો સાફ કરે તે માણસને કોઇ દિવસ આંખના રોગો થતા નથી.

## ૧૨૩ આંખના દરેક રોગ ઉપર.

એક હરડે, બે બહેડાં અને ચાર આંબળાં સુક્કાં, એ રીતે લઇ, તેનું ચૂર્ણ કરવું, પછી રોજ, સવાર સાંજ ઘી અને મધ સાથે તોલો ૦। સવારે અને તોલો ૦। સાંજે ચાટવાથી દરેક જાતના આંખના રોગ મટે.

## ૧૨૪ નેત્રરોગ માટે પ્રયોગ.

સાટોડીનાં મૂળને દૂધની અંદર ઘસીને આંખની અંદર આંજવાથી આંખે આવતી ખરજ મટે. સાટોડીનાં મૂળને મધની અંદર ઘસીને આંજવાથી આંખે વખતોવખત આવતાં પાણી મટે. એકંદર આ સાટોડીનાં મૂળને દૂધની અંદર ઘસીને લગાડવાથી આંખના દરેક જાતના રોગ મટે છે. આરામ થાય છે.

## ૧૨૫ કોઈપણ જાતનો આંખનો દુખાવો મટે.

સ્રીનું ધાવણ, તેનું ટીપું રોજ આંખમાં નાખવાથી કોઇ જાતનો આંખમાં દુખાવો રહેતો હોય તો મટે છે.

## ૧૨૬ નેત્રના દરેક રોગ ઉપર.

આંખનો કોઇ પણ જાતનો રોગ જેમાં શું થયું છે તે માલમ પડતું ન હોય, તેમાં, જેઠીમધ, સોનાગેરૂ, સિંધવ, દારૂ હળદર અને રસવંતી એ દરેક એક એક તોલો લેવાં, તેનું ચૂર્ણ ખંડાવી, કપડે ચળાવી, બારીક કરાવવું, તેમાંથી તોલો ૦|

લઇ, પાણીમાં વાટી, ઘૂંટી, આંખના બહારના ભાગ પર લેપ કરવાથી નેત્રનો જે રોગ થયો હોય તે મટે છે અને આરામ થાય છે.

## ૧૨૭ આંખો પર મીઠાનો પ્રયોગ.

દરીયાઇ મીઠું તોલો ૦। તથા સ્વચ્છ પાણી શેર ૦॥ બન્ને સાથે મેળવવું અને સવાર સાંજ આંખો પર છાંટવાથી આંખનાં ફૂલાં, ઝાંખ, તાપોડીયા, આંખમાં થતા ખીલ વગેરે મટાડે છે અને આંખો નિરોગી થાય છે. શરૂઆતમાં કદાચ બળે પણ પછી અનુકૂળ થઇ આરામ કરશે.

## ૧૨૮ આંખના રોગ, તેનો પ્રયોગ.

હરડેદળ તોલો ૦। ઠળીયા કાઢેલ લઈ, તે બીલીનાં પાન તોલો ૦॥ લઇ સાથે વાટવાં, તેને બારીક કરી, તેને આંખોના બહારના ભાગ ઉપર લેપ કરવો, આથી આંખમાં જે રોગ થયો હોય તે મટાડે.

## ૧૨૯ દરેક જાતના આંખના રોગ ઉપર.

વજ તોલો ૦।, હળદર તોલો ૦। અને સૂંઠ તોલો ૦। તેને દરેકને ખંડાવી, કપડે ચળાવી, ચૂર્ણ બારીક બનાવી, પાણી સાથે મેળવી આંખના બહારના ભાગ પર લેપ કરવાથી આંખ સંબંધી દરેક રોગ મટે છે.

## ૧૩૦ આંખના રોગો મટે.

રસવંતીને પાણીમાં વાટી, લઢી, પછી તેનો નેત્રની બહારના ઉપરના ભાગ પર લેપ કરવાથી સર્વ જાતના આંખના રોગો મટે છે અને આરામ કરે છે.

## ૧૩૧ આંખના રોગોનો ઈલાજ.

સુંઠ અને સોનાગેરૂ એ બન્ને ઔષધો સરખે ભાગે લઇ, પાણીની અંદર વાટી, લઢી, પછી તેનો આંખોની બહારના ઉપરના ભાગ પર લેપ કરવાથી સર્વ પ્રકારના આંખના રોગો નાબુદ થાય અને આંખો નિરોગી થાય છે. ગરમ મસાલાનો ત્યાગ કરવો, પેટ સાફ રાખવું.

## ૧૩૨ આંખમાં પડેલું ફૂલું.

આંખમાં ફુલું હોય તો વડનું દૂધ તોલો એક, તેમાં બેઆનીભાર ભીમસેની કપુર નાખી, ખૂબ ઘૂંટવું, પછી તેમાંથી આંજી શકાય તેટલું લઇ, આંખમાં આંજવાથી આંખમાં પડેલું ફૂલું મટે છે.

## ૧૩૩ આંખોની પીડા માટે ઔષધ.

લીંબુના રસને લોઢાની ખરલમાં અથવા લોઢાનાં વાસણમાં લોઢાનાં બત્તાથી જરા ઘાટો થાય ત્યાં સુધી ઘૂંટીને પછી આંખની બહારના ઉપરના ભાગ પર લેપ કરવાથી આંખની પીડા, દુખાવો મટે, અજીર્ણ થવા ન દેવું, થયું હોય તો જુલાબ લેવો.

## ૧૩૪ આંખમાં આંજવાની શળી.

શુદ્ધ સીસાંની શળી કરાવવી, પછી તેને તપાવીને હરડાં, બહેડાં, આંબળાંને સરખે વજને (એક એક તોલો) લઇ, એક શેર પાણીમાં ઉકાળવાં, ઉકાળતાં શેર ૦। પાણી બાકી રહે તેમાં સીસાની શળી નાખી, થંડી પાડી કાઢી લેવી, પછી ભાંગરાનો રસ કાઢી આ સીસાંની શળીને તપાવી, તેમાં ઠારવી અને કાઢી લેવી. સૂંઠ તોલા બે લઇ, અધકચર ખંડાવી, એક શેર પાણીમાં ઉકાળવી, ઉકાળતાં શેર ૦। પાણી બાકી રહે એટલે પાછી તે સીસાની શળી

તપાવી, તેમાં બોળી, ઠારવી, પછી પાછી તે શળીઓ તપાવવી, અને તે શળીઓ બુડી શકે તેટલું ઘી લઈ તેમાં તે ઠારવી, પછી ગૌમૂત્રમાં તે શળી ફરી તપાવી ઠારવી, પાછી શળી તપાવી દૂધમાં ઠારવી. આ રીતે તૈયાર થયેલ સીસાની શળી આંખના રોગો ઉપર અંજન માફક આંખમાં ફેરવવાથી આંખના દરેક રોગ મટે છે. માટે આ શળીને રોજ એક વાર આંખમાં ફેરવી અંજન કરવું જેથી આંખ સારી રહેશે.

## ૧૩૫ આંખો સારી રાખવી હોય તો.

આંખોના રોગવાળાએ તેમજ આંખનો રોગ ન હોય છતાં જેને આંખો સારી રાખવી હોય તેણે, ઝાડો, પીશાબ, વાયુનું સરવું, છીંક, બગાસું વગેરેના વેગો અટકાવવા નહીં. શોક કરવો નહીં, ક્રોધ કરવો નહીં, ઉજાગરા કરવા નહીં, ઝાડો બંધ કરે તેવું ખાવું નહીં. બન્ને પગની નસો અને આંખોને સંબંધ છે તેથી પગમાં ઘી ઘસાવવું, તેથી પણ આંખો સારી રહે છે. પગ નીચે ઝેરી વસ્તુઓ, ગરમ ચીજો વગેરે દબાય છે તો આંખને તરત ખરાબ અસર પહોંચાડે છે, માટે તે બાબત ધ્યાન રાખી, પગ સ્વચ્છ રાખવા તથા માફક આવે તેવાજ જોડા પહેરવા.

## ૧૩૬ આંખો સ્વચ્છ કરે અને તેજ લાવે.

નિર્મળીનાં ફળને મધમાં ઘસીને તેમાં રાઇ જેટલો કપુર મેળવીને આંખમાં આંજવા જેટલો લઇ આંજવાથી આંખો સ્વચ્છ થાય તથા તેજ આવે.

## ૧૩૭ નાકમાંથી પડતાં લોહીનો ઉપાય.

નાકમાંથી પડતું લોહી જેને નસ્કોરી ફુટવી કહે છે, તેમાં ઘીની અંદર સુકાં આંબળાંને શેકી, વાટી, લઢી, તેને દૂધમાં મેળવી, માથા પર, કપાળ પર, તેનો લેપ કરવાથી નાકમાંથી પડતું

લોહી બંધ થાય છે, નાકમાં લોહી જામી જતું હોય અને ઉખેડતાં બળતું હોય, માથું ગરમ રહેતું હોય વગેરે રોગો મટે છે. આ રોગોમાં ગરમ પડે તેવી કોઇ ચીજ ન ખાવી જોઇએ અને મગજ શાન્ત રાખવા કોશિશ કરવી જોઇએ.

## ૧૩૮ નાકમાં માલણ.

નાકમાં નાની ફોડલી થાય અને તેમાં દુખાવો થાય તેને માલણ કહે છે, તેમાં ગુલાબ, મોગરો, ડોલર, વગેરે ફુલો સૂંઘવાથી ફાયદો થાય છે. નાક સાફ રાખવું. ફુલો સૂંઘવાથી આ રોગ મટે છે તેથી તેને માલણ નામ અપાયું છે.

## ૧૩૯ નસ્કોરી ફુટવાનો રોગ.

નસ્કોરી ફુટે અને નાકમાંથી લોહી નીકળે તો સાકરવાળું પાણી તુરત પીવું, અથવા દૂધ અને લીલી દ્રાક્ષનો રસ બન્ને સરખે ભાગે મેળવી પીવાય તેટલો પીવો, અથવા શેરડીનો રસ ચોકખો તેમાં સાકર શિવાય કંઇપણ નાખ્યા શિવાયનો લેવો, જેથી નસ્કોરી ફુટવાનો રોગ અથવા ફુટી હશે તો મટશે.

## ૧૪૦ નાકમાંથી લોહીનું ઝરવું.

દાડમનાં ફુલોનો રસ કાઢી, તેનું ટીપું શ્વાસમાં ચડાવી સૂંઘવાથી, નાકમાંથી પડતું લોહી બંધ થાય છે. દૂર્વા એટલે કે ધ્રોનો રસ કાઢી તેનું ટીપું સૂંઘી ચડાવવાથી નાકમાંથી ઝરતું લોહી બંધ થાય છે, અને આરામ કરે છે. ગરમ વસ્તુઓ ભોજનમાં ન ખાવી જોઇએ. તડકામાં ફરવું ન જોઇએ.

## ૧૪૧ વાળ ખરી પડતા હોય.

જેઠીમધ, કાળું કમળ અને દ્રાક્ષ લીલવા એ ત્રણ ઔષધો પાંચ પાંચ તોલા લઈ, બારીક વાટી, તેની અંદર તલનું તેલ

તોલો એક, ગાયનું ઘી તોલો એક, ગાયનું દૂધ તોલો એક ઉમેરી, સારી પેઠે એકરસ કરી, પછી લેપ કરવાથી વાળ ખરી પડતાં હોય તો બંધ થઇ, વાળ ઘાટા અને મજબૂત થાય છે. નહાતી વખતે માથે ઉપરની દવા ખૂબ ઘસીને લગાડવી અને સુકાઇ જાય એટલે નહાવું.

## ૧૪૨ વાળ વધારવાનો પ્રયોગ.

ગોખરૂ અને તલનાં ફુલો એ સરખે વજને લઇ, ચૂર્ણ કરી, તેમાં ઘી સરખે ભાગે મેળવી, પછી તેનો લેપ માથા પર નહાતી વખતે કરી, અડધો કલાક રાખી, પછી સ્નાન કરી લેવું. આ રીતે કરવાથી વાળ સારી રીતે વધે છે.

## ૧૪૩ વાળ લાવવાનો પ્રયોગ.

જેઠીમધ તોલો અડધો અને ઠળીયા કાઢેલા લીલાં આંબળાં તોલો અડધો, એ બન્ને સરખે ભાગે લઇને, તેને વાટવા, અને લઢ્યા પછી તે ઔષધો એક ભાગ તથા તલનું તેલ ૪ તોલા તથા ગાયનું દૂધ સોળ તોલા અને પાણી સોળ તોલા લઇ, એ ચારે પદાર્થોને એકત્ર કરીને તેલ બાકી રહે ત્યાં સુધી ઉકાળવું. તે તેલને ગાળી લઇ, નાકમાં શ્વાસ સાથે ઉપર ચડાવી સૂંઘવાથી માથું, મૂછ, અને દાઢીએથી જતા રહેલા વાળ પાછા આવે છે.

## ૧૪૪ વાળ વધે અને કાળા પણ થાય.

તલ, આંબળાં, કમળનું કેસર અને જેઠીમધ, એક એક તોલો લઈ, તેને મધ ચોકખું લઈ, તેમાં વાટવું અને નહાતી વખતે માથે લગાડી ચોળવું. જરા સુકાવા માંડે ત્યારે નહાઇ લેવું

અને ધોઇ નાખવું. એ પ્રમાણે રોજ કરવાથી કેશ વધારે છે અને કાળા પણ કરે છે.

### ૧૪૫ વાળ સફેદ આવવાનું કારણ.

શોક, ચિન્તા, શ્રમ, આફત અને માથાનો કાયમ રહેતો દુખાવો, તથા પિત્તપ્રકૃતિ વગેરે કારણોથી વાળ પાકી જાય છે, અને કાળા વાળ ધોળામાં ફેરવાઇ જાય છે. સુગંધી, ઘાસતેલવાળાં તેલો નાખવાથી પણ ધોળા વાળ આવે, સાબુથી માથે નહાવાથી વાળ ધોળા થઇ જાય છે, માટે અરીઠાએ માથું ધોવું.

### ૧૪૬ વાળ કાળા કરવાનો પ્રયોગ.

ત્રણ આંબળાં, બે હરડાં, એક બહેડું, પાંચ આંબાની ગોટલી અને લોઢાનો કાટોડો તોલો એક, એ સર્વ ઔષધોને લોઢાનાં વાસણમાં સારી પેઠે બારીક વાટી, આખી રાત રાખી મુકવું, પછી બીજે દિવસે તેનો લેપ કરવાથી અકાળે ધોળા થયેલા વાળ કાળા થાય છે.

### ૧૪૭ ધોળા કેશ કાળા થાય.

લોઢાનો કાટોડો, ભાંગરો, હરડાં, બહેડાં, આંબળાં અને કાળી માટી એ છએ ઔષધોનું બારીક ચૂર્ણ કરી, તેને શેરડીના રસમાં એક માસ સુધી ડુબાડી રાખવું, ત્યાર પછી તે ઔષધનો લેપ માથા પર કરવાથી ધોળા કેશ કાળા થાય છે.

### ૧૪૮ તાલ પડી હોય તો.

આ રોગીએ બ્રહ્મચર્ય પાળી, એક મહિના સુધી માત્ર દૂધ પીને રહેવું, અન્ન ખાવું નહીં, અને લીંબડાનું તેલ નાકમાં મુકવું, આ રીતે કરવાથી તાલ પડી હોય તો વાળ આવે, તથા ધોળા વાળ કાળા થાય.

## ૧૪૯ માથામાં થયેલ ખોડો.

આંબાની ગોટલી અને હરડે એ બન્નેને સરખે વજને લઇ, દૂધમાં વાટી, લઢી, લગાડવાથી માથામાં થતો ખોડો બંધ થાય છે અને આરામ થાય છે.

## ૧૫૦ માથામાં જૂ થઇ હોય ત્યારે.

કાળીજીરીને લીંબુના રસમાં વાટી, વાળ ઉપર લગાડવાથી જૂનો નાશ થાય છે. રોજ નહાતી વખતે લગાડી, ચોળી ૦ા કલાક રાખી, પછી નહાઇ નાખવાથી આરામ થાય છે.

## ૧૫૧ માથામાં ખોડો થાય ત્યારે.

આ એક જાતનાં જંતુથી થાય છે. વાળના મૂળમાં તેનાં જંતુ થઇ, ત્યાંની ચામડીની ફોતરી ઉખડવા લાગે છે. વાળ ખરી પડે છે અગર ઓછા થઇ જાય છે. આ રોગ ઉપર બદામનું તેલ કઢાવીને લગાડવું.

## ૧૫૨ માથાની જૂ

લીંબોળીનું તેલ માથામાં નાખી, ચોળી, ૦ા કલાક રાખી, પછી માથું ધોઇ નાખવું. આ રીતે રોજ કરવાથી માથાની જૂ મટશે અને નવી થશે નહીં.

## ૧૫૩ જૂ માટે ઈલાજ.

નાગરવેલનાં પાનનો રસ માથે ચોળી રોજ નહાવાથી થયેલી જૂ મટે છે, તેમજ નવી થતી નથી.

## ૧૫૪ મુખ દાઝી ગયું હોય.

કોઇ ઝેરી ચીજ ભૂલમાં ખવાઇ ગઇ હોય, જલદ ક્ષારો ખાવાથી અથવા અગ્નિને લઇને મુખ દાઝી ગયું હોય તો મુખની

અંદર દૂધ ચોપડી, ધીમેથી ચોળવું અગર દૂધનો કોગળો થાકી જવાય ત્યાં સુધી મુખમાં ભરી રાખી, કાઢી નાખવો. એમ દિવસના ત્રણથી ચાર વાર રોજ કરવાથી આરામ થશે. મુખ બળે તેવી વસ્તુઓ ન ખાવી.

## ૧૫૫ મુખનું દાઝવું.

અગ્નિથી અગર કોઇ ચીજ ગરમ જલદ ખાવાથી મુખ દાઝી ગયું હોય તો, દૂધને ગરમ કરી, તેની મલાઇ બનાવવી, અને તેનો કોળીયો મુખમાં ભરી રાખવો, થાકી જતાં કાઢી નાખવો. એ રીતે દિવસના ત્રણ વખત કરવાથી આરામ અને શાન્તિ થાય છે.

## ૧૫૬ મુખનું બીડાઈ જવું.

મુખ ખુલ્લું રહી જાય અગર બંધ થઇ જાય એથી માંડ ચાવી શકાય તથા બોલી શકાય છે. આ રોગ વાયુના કુપિતપણાથી થાય છે, તેમાં પીપર તથા આદુ સરખે વજને લઇ, ચણા જેટલું મુખમાં નાખી, મુખમાં આવતું થૂંક વખતોવખત થૂંકયા કરવું, તેથી આરામ થાય છે. મુખને ગરમ પાણીથી ધોવું તથા તલનું તેલ તે જગ્યાએ ચોળી, મુખ ઉઘાડબંધ કરવાની કોશિશ કરવી તો આરામ થાય છે.

## ૧૫૭ મુખસુંદરતા માટે પ્રયોગ.

દૂધમાં વાટેલ મસુરને અડધા ભાગના ઘીમાં મેળવી, મુખ પર લેપ રોજ કરવાથી પંદર દિવસમાં મોઢું કમળપત્ર જેવું સુંદર થાય છે. લેપને તદ્દન સુકાઇ જાય ત્યાં સુધી મુખ પર ન રાખવો, પણ સુકાવા માંડે એટલે ધોઇ નાખવો. આ બાબત આ લેપમાં ધ્યાનમાં રાખવી.

## ૧૫૮ મુખપરની કાળાશ માટે.

આકડાનાં દૂધમાં તેનાથી અડધી હળદર વાટીને મોઢાં પર ચોળીને તેનો લેપ કરવાથી લાંબા કાળથી મુખ પર થયેલ કાળાશ મટે છે. લેપ સુકાવા માંડે એટલે કાઢી નાખવો.

## ૧૫૯ મુખ પરના ડાઘ કેમ જાય?

જીરૂં, શાહજીરૂં, કાળાતલ, સરસવ એ સઘળાં સરખે ભાગે લઇ, દૂધ સાથે વાટવાં. પછી મુખ ઉપર રોજ લગાડવાથી પડેલા એટલે કે દેખાતા ડાઘ નાબુદ થાય છે, અને મુખ ચંદ્ર જેવું થાય છે.

## ૧૬૦ મુખ ઉપર થતા ખીલનો ઉપાય.

ગોરોચન અને મરી એ બન્ને ઔષધો સરખે ભાગે લઇ, તેને સારી પેઠે પાણીની અંદર વાટી, લઢી, બારીક કરી, તેનો લેપ મુખ પર કરવાથી થયેલા ખીલ મટે. આ લેપ તદ્દન સુકાવા ન દેવો અને પેટ સાફ રાખવું.

## ૧૬૧ મુખ પરના ખીલનો ઇલાજ.

મોઢા પરના સાદા ખીલ જે પાક ઉપર ન આવ્યા હોય તેવા ખીલ ઉપર ટંકણને ગુલાબજળની અંદર મેળવી લગાડવાથી ખીલ બેસી જાય છે. માથામાં થતી દાદર ઉપર પણ ટંકણનું પાણી કરી ધોવાથી જલદી આરામ થાય છે.

## ૧૬૨ મુખ પરનાં કાળાં ચકરડાં.

મુખ ઉપર પીડા વગરના પાતળાં અને કાળાં ચકરડાં જે થાય છે તે ઉપર મજીઠ તથા મધ સરખે વજને લઇ, મેળવી, તેનો મુખ ઉપર લેપ કરવાથી મટે છે.

## ૧૬૩ મોઢાં પરના કાળાં ચકરડાંનો ઇલાજ.

મુખ પર પીડા વગરનાં પાતળાં અને કાળાશ ઉપર ચકરડાં જે થાય છે તે રોગ ઉપર વડનાં અંકુર તથા મસુર, તેને સરખે વજને લઇ, તેમાંથી જેટલી જગ્યા પર આવાં ચકરડાં થયાં હોય તેટલામાં લેપ કરવાથી અને સુકાય ત્યાં સુધી રાખી, પછી ધોઇ નાખવાથી આ રોગ મટે છે.

## ૧૬૪ મુખપાક મટે.

હંમેશાં વખતોવખત જાવંત્રી ચાવ્યા કરવાથી મુખ પાકી ગયું હોય તો મટે છે.

## ૧૬૫ સાદ બેસી જવો.

સાદ બેસી ગયો હોય તો સાકર, એલચી અને નાગકેસર ત્રણેને સરખે વજને લઇ, મેળવી, તેનું ચૂર્ણ થોડું થોડું મોંમાં રાખ્યા કરવાથી સાદ ઉઘડે છે અને આરામ થાય છે.

## ૧૬૬ સ્વરભંગ.

સ્વરભંગ થયો હોય એટલે કે સાદ બેસી ગયો હોય ત્યારે જેઠીમધ મોંમાં રાખવાથી ખુલે છે, જેઠીમધનું લાકડું લઇ તેને ખંડાવી, કપડે ચળાવી, તેનું ચૂર્ણ બનાવવું. તે ચૂર્ણ થોડું થોડું મુખમાં નાખી, રસ ગળે ઉતારવાથી સાદ ખુલે છે.

## ૧૬૭ વાણી શુદ્ધ કરવાનો પ્રયોગ.

વજ, જેઠીમધ, સિંધવ, હરડે, સૂંઠ, અજમોદ, ઉપલેટ, પીપર અને જીરૂં દરેક ઔષધ એક એક તોલો લઇ, ખંડાવી, કપડે ચળાવી, ચૂર્ણ કરાવી, તે ચૂર્ણ સાંજે બેઆનીભાર તથા સવારે બેઆનીભાર ઘી સાથે મેળવી, રોજ ચાટવાથી વાણી સ્પષ્ટ અને શુદ્ધ બોલી શકાય છે.

## ૧૬૮ જીભના રસનું અજ્ઞાનપણું.

અન્ન ખાતાં માણસને મધુર વગેરે રસોનું જ્ઞાન જીભ પારખી શકતી નથી તેને રસનું અજ્ઞાનપણું કહે છે, તેમાં સિંધવ, સૂંઠ, મરી, પીપર અને એમ્લવેતસ તેનું ચૂર્ણ કરી, થોડું થોડું જીભ ઉપર વારંવાર ઘસવાથી સર્વ રસોની જીભને ખબર પડવા લાગે છે.

## ૧૬૯ કંઠ સુધરે.

બ્રાહ્મીનાં પાન, વજ, હરડે, અરડુશીનાં પાન અને પીપર એ સઘળાં તોલો એક એક લઈ, વાટી, તેમાંથી બેઆનીભાર લઈ, મધ તેમાં ચાટી શકાય તેટલું મેળવી, ચાટવાથી ગળું ચોકખું કરી, કંઠ સુધારે છે. આ દવા ગાવાનો શોખ હોય તેનો રાગ પણ સુધારે છે.

## ૧૭૦ મુખનું ઝલાઈ જવું.

ફોતરાં કાઢી, લસણને તલના ચોકખા તેલમાં તળવું. તેમાંથી પાંચ કળી સવારે તથા પાંચ કળી સાંજે સિંધવ સાથે મેળવી ખાવાથી મુખનું ઝલાઇ જવું મટે અને ઉઘાડબંધ કરી શકાય તેમ થઇ જાય.

## ૧૭૧ જડબાનું બંધ થઈ જવું.

અડદની પલાળેલી દાળ તથા લસણની કળીને વાટીને તેમાં સિંધવ, આદુ, તથા હીંગ માફકસર નાખી, તેનાં વડા કરાવી, તલના તેલમાં પકાવી, પચાવી શકાય તેટલાં ખાવાથી હનુગ્રહ એટલે કે બન્ને જડબાંનું બંધ થઇ જવું અથવા જડબાં ખુલ્લાં રહી જવાં એ રોગ મટે છે અને આરામ થાય છે.

## ૧૭૨ ડોકની પાછળના ભાગનું ઝલાવું.

ડોક ઉપર તલનું તેલ ઘસીને આંકડાનાં પાન મુકી, ઉપર શેક કરવાથી આરામ થઇ જાય છે.

## ૧૭૩ ડોકનું સ્તબ્ધ થવું.

ડોકનો પાછળનો ભાગ ઝલાઇ જાય ત્યારે તે ભાગ ઉપર ઘી ઘસીને એરંડાનું પાન મુકી, ઉપર શેક કરવાથી મટે છે.

## ૧૭૪ મુખનું વાંકું થઈ જવું.

અર્દિત એટલે કે અડદીયો વા, જેમાં મુખ વાંકુ થઇ જાય છે, મુંગું થઇ જવાય છે, તેમાં લસણને તલનાં ચોકખા તેલમાં વાટી, નરમ રાખી, તેમાંથી તોલો ૦। સવારે તથા તોલો ૦। સાંજે જમવા સાથે અડદની કોઈપણ બનાવટ સાથે તેને ખાવું. જેથી એ રોગ મટે છે.

## ૧૭૫ કંઠમાળ માટે પ્રયોગ.

કાંચનારની છાલ તોલા બે, તેને શેર એક પાણીમાં ઉકાળવી, તેને ઢાંકવું નહીં, ઉકાળતાં ૦। શેર પાણી બાકી રહે ત્યારે નીચે ઉતારી સ્હેજ ગરમ હોય ત્યારેજ સૂંઠ તોલો ૦। તેનું ચૂર્ણ નાખી, મેળવી, પી જવું; આ પ્રયોગ ચાલુ રાખવાથી કંઠમાળનો રોગ મટે છે.

## ૧૭૬ કંઠમાળ માટે ઔષધ.

કાંચનારની છાલનું ચૂર્ણ તોલો ૦। તેને ચોખાનાં ધોણમાં વાટી, રોજ પીવાથી કંઠમાળનો રોગ મટે છે.

## ૧૭૭ સળેખમનો ઉપાય.

આદુનો રસ તોલો ૦। તથા તેનાથી અડધા ભાગનું મધ મેળવી, સવાર સાંજ રોજ લેવાથી સળેખમનો રોગ મટે છે.

## ૧૭૮ સળેખમ થવાનાં કારણો.

અજીર્ણથી, નાકમાં ધૂળ જવાથી, ક્રોધથી, ધુમાડો નાકમાં જવાથી, ઉજાગરો કે બહુ ઉંઘવાથી, પાણી વધારે પડતું થંડું પીવાથી, અતિ થંડા પદાર્થો ખાવાથી, પીવાથી, અતિ સ્ત્રીસંગ કરવાથી. અતિ રડવાથી, માથામાં સંતાપ થવાથી, રૂતુ પ્રમાણે ખાવાપીવાના નિયમોનો ભંગ કરવાથી, માથામાં કફનો એકદમ જમાવ થઈ, વાયુ વધવાથી સળેખમ થાય છે, માટે જે દોષથી સળેખમ થયું હોય તેનાં કારણો શોધીને તે દોષની દવા કરવી.

## ૧૭૯ કોઈપણ જાતનાં સળેખમમાં.

સર્વ જાતનાં સળેખમમાં પવન વગરના સ્થાનમાં રહેવું, તથા જાડું કપડું માથે વીંટી રાખવું એ ફાયદાકારક છે.

## ૧૮૦ ગરમીથી સળેખમ.

માથામાં કફ એકઠો થઇને ખરાબ, ઘાટો તથા ખોટી ગરમીથી માથું તપવાથી કફ પીગળીને નાકેથી નીકળવા લાગે છે. આ રોગ ઉનાળામાં લોકોને વધારે થાય છે.

## ૧૮૧ સળેખમ સાથે પિત્તનું જોર.

અંધારાં આવે, મૂર્છા આવે, જમવામાં અરુચિ થાય, ઉલટી પણ કદાચ થાય, આળસ આવે, માથું દુઃખે, મોંમાંથી લાળ પડે, મુખમાં મીઠાસ લાગે, એ ઉપદ્રવો સળેખમ સાથે પિત્તનું ગરમીનું જોર હોય ત્યારે થાય છે, અને તેમાં હરડે તોલો એક, પીપર તોલો એક, સાકર તોલો એક, ધાણા તોલો એક, જવાસો તોલો એક, એ સઘળાને લઇ, ખંડાવવાં. કપડે ચળાવી, ચૂર્ણ કરાવી, તેમાંથી બેઆનીભાર સવારે તથા બેઆનીભાર સાંજે, સુકી દ્રાક્ષ લીલવા બેઆનીભાર લઇ, તેને વાટીને ચૂર્ણ

સાથે મેળવવી, અને ચાટી શકાય તેટલું મધ મેળવી ચાટવાથી ગળામાં થતી બળતરા, કફ અને પિત્ત એટલે કે ગરમીનું જોર હોય તે મટાડી આરામ કરે છે.

## ૧૮૨ બડખામાં લોહી પડતું હોય.

બડખામાં લોહી પડતું હોય કે નસ્કોરી ફુટતી હોય તો કેશરને દૂધમાં મેળવી, ગરમ કરી થંડું પાડવું, સ્હેજ ગરમ રહે ત્યારે સાકર નાખી પીવાથી ઉપરના રોગો મટે.

## ૧૮૩ મગજ શાન્ત થાય, ઉંઘ આવે.

ધોળાં ફુલની શંખાવળી, તેનો રસ કાઢી, દિવસના બે વખત સવારે સૂર્યોદયે તથા સાંજે સૂર્યાસ્તે તોલો એક લઇ, તેમાં મધ તોલો ૦। મેળવી, રોજ પીવાથી મગજ શાન્ત થાય અને ઉંઘ પણ આવે છે. ગાંડપણની અસર હોય તેને પણ આ ઔષધ ઘણો ગુણ આપે છે. જમવામાં વાયડું તેમજ ગરમ મસાલા ન ખાવા.

## ૧૮૪ અનિદ્રાનો રોગ.

જેને રાત્રે બરાબર ઉંઘ ન આવતી હોય તેણે પીપરીમૂળનાં ગંઠોડાને ખાંડીને કરેલું ચૂર્ણ બેઆનીભાર તથા તેટલોજ ગોળ તેમાં મેળવી, ગોળી કરી, રાત્રે સુતી વખતે ખાવી, જેથી મગજ તર થઇ ઉંઘ આવશે. મગજ શાન્ત રાખવા કોશિશ કરવી, આનંદની વાતોજ સાંભળવી, દૂધ વિશેષ પીવું અને આનંદમાં રહેવું એ પણ ઉંઘની દવા છે, અને ઉપરનાં ઔષધને મદદકર્તા છે.

## ૧૮૫ કમળાની દવા.

દારૂ હળદરનો રસ તોલો ૦॥ તથા મધ તોલો ૦। તેની સાથે મેળવી પીવાથી કમળાનો રોગ મટે છે. લેવાનો સમય, સવાર, બપોર, સાંજ. પથ્યમાં હલકું ખાવું અને ગરમ વસ્તુઓ ન ખાવી.

## ૧૮૬ કમળાનો ઈલાજ.

કડવા લીંબડાની ગળો, તેનો રસ તોલો ૦ા તથા મધ તોલો ૦ા તેને મેળવી, દિવસના ત્રણ વખત, સવાર, બપોર, સાંજ પીવાથી કમળો મટે છે.

## ૧૮૭ કમળા માટે પ્રયોગ.

કમળાનો રોગ જેને થયો હોય તેણે શેલડી ચૂસીને ખાઇ શકાય તેટલી ખાવી, જેથી કમળો મટે છે. જમવું થોડું તેમજ હલકું તરત પચે તેવું ખાવું. ગરમ મસાલા મરચાં ન ખાવાં જોઇએ.

## ૧૮૮ કમળા માટે ઔષધ.

કડવો લીંબડો, તેનો રસ તોલો ૦ા તથા મધ તોલો ૦ા તેની સાથે મેળવી, ત્રણ ભાગ કરી, દિવસના ત્રણ વખત, સવાર, બપોર, સાંજ પીવાથી કમળો મટે છે. હલકું જમવું, ગરમ ન ખાવું.

## ૧૮૯ ઉધરસનો ઉપાય.

બહેડાની છાલ ફક્ત મુખમાં રાખી ચૂસવાથી સર્વ જાતની ઉધરસ તથા દમ ઉપર ફાયદો કરી ગુણ કરે છે. ખટાશ, ખાંડ ન ખાવાં.

## ૧૯૦ ઉધરસ સુકી આવતી હોય.

પીપર તોલા ૦ા, સુગંધીવજ તોલો ૦ા, અજમો તોલો ૦ા, તેને ખાંડી, ચૂર્ણ કરી, કપડે ચાળી, તેમાંથી વાલ બે લઇ, નાગરવેલનાં પાનમાં નાખી, તે પાન, સવાર, બપોર, સાંજ, એમ દિવસના ત્રણ વખત ખાવાનું ચાલુ રાખવાથી સુકી ખાંસી આવતી મટે છે.

## ૧૯૧ સુકી ખાંસીનો ઈલાજ.

સુક્કી ખાંસી આવતી હોય, ગળું ખાંસી આવતાં છોલાતું હોય તો જેઠીમધનો શીરો જે લાકડીનાં રૂપમાં આવે છે તેને ચણા જેટલો આખો દિવસ મોંમાં રાખ્યા કરવો. દૂધ ગરમ સાકરવાળું પીવું, ગરમ મસાલા ન ખાવા.

## ૧૯૨ ઉધરસ તથા દમ ઉપર.

સૂંઠ, હીમજ, અને નાગરમોથ એ ત્રણે ઔષધો સરખે ભાગે લઇ, તેનું ચૂર્ણ બારીક કપડે ચાળી કરવું, તે ચૂર્ણથી બમણો ગોળ નાખી, ગોળી ચણા જેવડી કરી, મોંમાં રાખવાથી ઉધરસ તથા દમ મટે છે. આ રોગમાં ભારે ન પાચન થાય તેવો ખોરાક ન ખાવો, અજીર્ણ થવા ન દેવું, ખટાશ, ખાંડ ન ખાવાં.

## ૧૯૩ દમ, શ્વાસ, શૂળ, ઉધરસ ઉપર.

સાકર તોલા સોળ, વંશલોચન તોલા આઠ, લીંડીપીપર તોલા ચાર, એલચી તોલા બે, અને તજ તોલો એક લઇ, ચૂર્ણ કરવું, આ ચૂર્ણ ૦। તોલો સવારે મધથી ઘી અડધું લઇ સાથે મેળવી ખાય તો ઉધરસ, શ્વાસ, ક્ષય, હાથપગની બળતરા, મંદાગ્નિ, જીભનું સુકાવાપણું તથા પડખાનું શૂળ, અરુચિ, લોહી મુખમાંથી પડતું હોય, પિત્તના રોગો વગેરે મટાડે છે.

## ૧૯૪ દમના રોગ ઉપર પ્રયોગ.

દમવાળો રોગી જો રોટલી અને મધ જમવામાં ચાલુ રાખે તો તેનો કફ પાકી નીકળી જાય છે અને આરામ રહે છે.

## ૧૯૫ દમ, ઉધરસ, કફ ઉપર પાણીનો પ્રયોગ.

એક શેર પાણીને ઉકાળી, તેનો આઠમો ભાગ બાળતાં બાકી રાખી, ગરમગરમ હોય ત્યાંજ પી જવું, જેથી કફ મટે, ઉધરસ

કફવાળી હોય તે મટે, દમને મટાડે, તાવને હટાડે અને દસ્ત સાફ લાવે છે, મેદને ઓછો કરે છે. પીવાનો સમય પ્રાતઃકાળમાં વહેલાં અથવા રાત્રે સુતી વખતે.

## ૧૯૬ કોઈ પણ જાતનો દમ મટે.

બેઠી ભોંરીંગણી, જીરૂં અને આંબળાં એ ત્રણે સરખે વજને લઇ, તેનું ચૂર્ણ કરી, તેમાંથી બેઆનીભાર સવારે તથા બેઆનીભાર સાંજે મધ સાથે ચાટવાથી કોઇ પણ જાતનો દમ મટે છે, આ રોગમાં ખટાશ, ખાંડ ન ખાવાં, અજીર્ણ થવા ન દેવું, જેથી ફાયદો કરે છે.

## ૧૯૭ દમ ઉપર બીડી પીવાય છે.

દસ તોલા સુરોખાર લઇ, એંસી રૂપિઆભાર ઉના પાણીમાં નાખવો, અને તેને એકરસ કરી, તેમાં અમદાવાદી કાગળ બે ત્રણ મિનીટ બોળી રાખવા, પછી તેને તડકે અથવા દેવતાથી છેટેથી સુકવવા. આ કાગળમાંથી ચાર ચાર ઇંચના ચોરસ કટકા કાપી રાખી, તેમાંથી એકને બીડી માફક વાળી, પીવાથી ઘણોજ સખ્ત દમ હોય તે પણ બેસે છે અને આરામ આપે છે. આ રોગમાં હલકું, તરત પચે તેવું ખાવું. રાત્રે વાળુ કરવું નહીં, અજીર્ણ થવા ન દેવું. પેટ રોજ સાફ રાખવું.

## ૧૯૮ દમનો રોગ તથા ઉલટીનો રોગ.

દમ, ઉલટી ઉપર નાળિયેરનો સુકો ગોટો લઇ તેની ડગળી એક બાજુથી કાઢી, કોડીયો લોબાન અંદર ભરાય તેટલો ભરવો, પછી તેને અગ્નિમાં બાળી દેવું અને ત્યાર પછી ટોપરાં સુધ્ધાં તેને વાટવું, તે વાટેલું ચૂર્ણ એક એક વાલ મધ

સાથે સવાર સાંજ ચટાડવાથી શૂળ, દમ, ઉધરસ, ઉલટી તથા અમ્લપિત્ત એ રોગો મટે છે.

## ૧૯૯ ઉલટી જુદી જુદી જાતની.

ખરાબ પદાર્થોનાં દર્શનથી થયેલી ઉલટી, અત્યંત પ્રિય પદાર્થોના ઉપયોગથી મટશે, ગર્ભ રહેવાથી થતી ઉલટીમાં પોતાને પ્રિય ફળો હોય તે ખાવાં, જેથી મટશે, આમથી થતી ઉલટીમાં ઉપવાસ કરવો જેથી મટશે. પોતાને જે પદાર્થો માફક ન આવે તે ખાવાથી થયેલી ઉલટી પોતાને અનુકૂળ પદાર્થો ખાવાથી મટશે.

## ૨૦૦ ઉલટીનો ઈલાજ.

સંચળ, જીરૂં, સાકર, અને મરી તોલો એક એક લઇ, ચૂર્ણ કરી, રોજ સવાર, સાંજ બેઆનીભાર મધમાં ચાટવાથી ઉલટી મટે છે. દર્દનું વધારે જોર હોય તો ત્રણ વખત લેવાય. (બપોરે પણ.)

## ૨૦૧ ઉલટીનો પ્રયોગ.

સિંધાલુણ તેનું ચૂર્ણ તોલો ૦ા તથા ગરમ પાણી તોલા દસ લઇ, તેને સાથે મેળવવું અને જે માણસને અજીર્ણ થયું હોય તેણે પીવું, જેથી ઉલટી થઇ અજીર્ણ મટશે.

## ૨૦૨ ઉલટીનો દમ પર પ્રયોગ.

મીંઢાળનું ચૂર્ણ તોલો ૦ા તથા દૂધ તોલા બે લઇ, તેને સાથે મેળવવા તે પીવાથી ઉલટી થશે, જેમાં કફ અને વાયુ નીકળી આરામ કરે છે.

## ૨૦૩ કફમાં ઉલટીનો પ્રયોગ.

લીંડીપીપર, મીંઢાળ અને સિંધાલુણ એ ત્રણે ઔષધો સરખે વજને લઇ, તેનું ચૂર્ણ કરી, તે ચૂર્ણને સહેજ ઉનાં

પાણીમાં બે આનીભાર પીવું જેથી ઉલટી થઇ સઘળો કફ જે છાતીમાં ભરાયો હશે તે નીકળી આરામ થશે. પથ્યમાં ખાટું, ખાંડવાળું, થંડું એવી ચીજો ન ખાવી.

## ૨૦૪ કોઈ પણ જાતની ઉલટી પર.

હરડેનું ચૂર્ણ બેઆનીભાર, સવારે તથા બેઆનીભાર સાંજે, મધમાં ચાટવાથી બધા દોષો નીચેના ભાગ તરફ વળે છે અને એકદમ ઉલટી બંધ થાય છે.

## ૨૦૫ ઉલટી ત્રણે દોષથી જે થતી હોય.

હરડે, સૂંઠ, મરી, પીપર, ધાણા અને જીરૂં તે સઘળાંને એક એક તોલો લઇ, ચૂર્ણ કરી, કપડે ચાળી, દિવસમાં ત્રણ વખત સવાર, બપોર, સાંજ, ચાર ચાર ચણોઠીભાર મધમાં ચાટવાથી, વાત, પિત્ત, કફ ત્રણે દોષમાંથી જેની થતી હોય તેની ઉલટી મટે છે તથા ત્રણે દોષ સાથે હોય ને થતી હોય તો પણ મટે છે.

## ૨૦૬ કોઈ પણ જાતની ઉલટી.

કડવા લીંબડાની ગળો તોલો એક, તેને અધકચરી કરી, અડધો શેર પાણીમાં ઉકાળવી, ઉકાળતાં ૦। શેર પાણી બાકી રહે ત્યારે ઉતારી, સવારસાંજ સહેજ ગરમ હોય ત્યારે પી જવું. એ રીતે રોજ કરવાથી કોઇ જાતની ઉલટી થતી હોય તો બંધ થાય છે. રાત્રે સુતી વખતે બેઆનીભાર હરડે રોજ લેવી, હલકું ખાવું.

## ૨૦૭ ઉલટી પિત્તની.

ખડસલીયો વાટીને પાણી સાથે રોજ બેઆનીભાર સવારે

તથા બેઆનીભાર સાંજે પીવાથી પિત્તની થતી ઉલટી મટે. રાત્રે એક જુલાબ હરડેનો લેવો, ગરમ પિત્તકર્તા પદાર્થ ન ખાવા.

## ૨૦૮ ઉલટીનો રોગ મટે.

ગળો લીંબડાની લીલી તેને રાત્રે પલાળી રાખી, સવારે તેમાંથી રસ કાઢી સવારસાંજ તોલો ૦। રોજ પીવાથી કોઇપણ જાતની ઉલટી મટે છે.

## ૨૦૯ હેડકી આવતી હોય.

બકરીનું અગર ગાયનું દૂધ શેર ૦। લઇ તેમાં સૂંઠ તોલો ૦। નાખી ગરમ કરી, તે દૂધ હેડકીવાળાએ સવાર સાંજ પીવું, જેથી આરામ થશે. હેડકીવાળા પાસે અજાયબ પમાડે તેવી વાતો કરવી, વિચિત્ર વાતો કરવી, અને તે રોગીનો તિરસ્કાર કરવાથી પણ હેડકીના રોગને ફાયદો થાય છે. મનોભંગ કરવાથી હેડકી ઉપર સારી અસર કરે છે, જુલાબ દેવો વગેરે પ્રયોગો હેડકીવાળાને સારી અસર કરે છે, અને આરામ થાય છે.

## ૨૧૦ હેડકીનો ઇલાજ.

સૂંઠ તોલો ૦॥ તેનું ચૂર્ણ, બકરીનું દૂધ શેર ૦। લઇ, સાથે મેળવી, ગરમ કરવું. સારી રીતે ઉકાળી તે સૂંઠ, પકાવેલું દૂધ સવારે શેર ૦। તથા સાંજે શેર ૦। રોજ પીવાથી હેડકીનો ઉપદ્રવ મટે છે.

## ૨૧૧ હેડકી માટે ઔષધ.

લીંડીપીપર ચાર ચણોઠીભાર મધ સાથે તે ચૂર્ણ મેળવી, દિવસના ત્રણ વખત, સવાર બપોર સાંજ ચાટવાથી હેડકી મટે છે. ધાવણાં બચ્ચાંને અડધી ચણોઠીભાર, બાળકોને એકથી બે ચણોઠીભાર, મધમાં આ દવા આપવી. પથ્યમાં થંડા તથા સુકા

પદાર્થો અને થંડાં પીણાં તથા ગરમી કરે તેવા પદાર્થો ન ખાવા. જમવામાં હલકું ખાવું.

## ૨૧૨ હેડકી માટે પ્રયોગ.

હીંગ અને અડદ સરખે વજને લઇ, તેનું ચૂર્ણ કરવું. તેમાંથી ચણીયા બોર જેટલું થોડું થોડું ધુમાડા વગરના અંગારા ઉપર નાખવું અને તેમાંથી ધુમાડો નીકળે તેને મુખ અને નાક મારફત લેવો, જેથી દરેક હેડકી મટે છે.

## ૨૧૩ બગાસાં રોજ ઘણાં આવતાં હોય તો.

સરસીયા તેલને શરીરે રોજ ચોળાવવાથી બગાસાંનો રોગ જાય છે. નાગરવેલનાં પાન ચાવવાથી પણ ફાયદો થાય છે. મીઠાં ગળપણવાળાં મિષ્ટ ભોજનો જમવાથી પણ મટે છે, અને સાધારણ બગાસાં કોઇ વારજ આવતાં હોય તો સુંદર બિછાનામાં સુઇ જવાથી આરામ થાય છે.

## ૨૧૪ બગાસાંનો ઉલાજ.

સૂંઠ, પીપર, મરી, અજમો અને સિંધવ, તેને સરખે વજને લઇ, બારીક ચૂર્ણ કરી, કપડે ચાળી, રોજ સવારે વાલ ચાર તથા સાંજે વાલ ચાર પાણી સાથે લેવાથી બગાસાં જેને રોજ ત્રાસ આપતાં હોય તેને મટાડે છે.

## ૨૧૫ ઉંઘ કેટલી હોવી જોઇએ?

જન્મથી પાંચ વરસ સુધી બાળક જેમ વધારે ઉંઘે તેમ તંદુરસ્તી મેળવે છે, છ વરસથી બાળકને દસથી અગીઆર કલાકની ઉંઘની જરૂર હોય છે, વીસ વરસનાંને નવ કલાકની ઉંઘની જરૂર હોય છે, અને મોટી ઉંમરનાંએ ચોવીસ કલાકમાં

આઠ કલાક ઉંઘ જો તંદુરસ્તી જાળવવી હોય તો લેવીજ જોઇએ.

## ૨૧૬ મગજના રોગો માટે.

ભુરાં કોળાંનો રસ તોલો એક, સવાર સાંજ મધ તોલો ૦ા મેળવી, પીવાથી, મગજના હરેક જાતનાં રોગો મટે, ઘેલછા, ગાંડપણુ દીવાનાપણું, જ્ઞાનતંતુની નબળાઇ, ભુલી જવું વગેરે દરેક ઉપર આ દવા સારૂં કામ કરે છે.

## ૨૧૭ મગજના રોગો ઉપર પ્રયોગ.

બ્રાહ્મીનો રસ તોલો એક, તેમાં મધ તોલો ૦ા મેળવી, એકરસ કરી, સવારે તથા સાંજે બે વખત થઇ અઢ્ઢી તોલા રોજ પીવાથી સર્વ જાતના ઉન્માદ તેમજ દરેક જાતના મગજના રોગો મટાડી મગજને શાન્ત કરે છે. આ દવા સ્ત્રીઉન્માદ જેને હીસ્ટીરીયા કહે છે તેને પણ મટાડે છે.

## ૨૧૮ બુદ્ધિ વધે, યાદશકિત ખીલે.

માલકાંકણી તોલા પાંચ, પીપરમુળ તોલા અઢ્ઢી અને તજ તોલા અઢ્ઢી, એ સઘળાં બારીક વાટી, દસ તોલા ગોળની અંદર મેળવી, તેની તોલા ૦ા વજનની ગોળીઓ વાળવી, અને રોજ એક ગોળી સવારે તથા એક ગોળી સાંજે ખાવી, જેથી મગજ સુધરે, બુદ્ધિ ખીલે, અશાન્ત મગજ શાન્ત થાય, ગાંડપણુ પણુ સુધરે છે, ભુખ સારી લાગે છે. યાદશકિત વધારે છે. આ રોગમાં ગરમ પદાર્થો જમવામાં ન ખાવા, વાયડી ચીજો, વાલ, વટાણું, બટેટાં, ચોળા વગેરે ન ખાવાં, પેટ સાફ રાખવું. માથે આંબળાંનું તેલ ઘસાવવું જેથી આરામ થાય છે.

## ૨૧૯ ગળું સુકાઈ તરસ લાગે.

મધ અને થંડું પાણી સરખે ભાગે મેળવી, ગળા સુધી પીવું, પછી તે કાઢી નાખવાથી વખતોવખત લાગતી તરસ મટે છે, અગર મધનો કોગળો મુખમાં રાખવાથી તૃષા તથા થતો દાહ, બળતરા મટે છે.

## ૨૨૦ તરસનો ઉપદ્રવ મટે.

ગળું સુકાઇ તરસ લાગ્યા કરે તો સવારમાં ૦। તોલો સાકર તથા તોલો ૦। ધાણા તે બન્નેને સાથે વાટી, શેર ૦। પાણીમાં મેળવી, પીવાથી આરામ થાય છે.

## ૨૨૧ નિર્બળની તરસ કેમ મટે ?

અતિશય રોગોથી નિર્બળ થઇ ગયેલાની તરશ દૂધથી શાન્ત થાય છે.

## ૨૨૨ તરસ ભારી અન્નથી.

ચીકટ અથવા ભારી અન્ન ખાવાથી, ગળું સુકાઇ, તરશ લાગે તો ગોળ તોલો ૦। પાણી શેર ૦। માં નાખી, તે ગોળનું પાણી પીવાથી ભારી અન્ન ખાવાથી લાગેલી તરસ, ગળાનું સુકાવું મટે છે.

## ૨૨૩ ઉગ્ર તરસનો ઈલાજ.

આંબળાં, કમળ, કઠ, શાળની ધાણી અને વડવાઇનાં આગળનો ભાગ એટલાં ઔષધો દરેક તોલો ૦। લઇ તેનું ચૂર્ણ બનાવવું, તેને ચણા ચણા જેટલું મધ સાથે મેળવી ગોળી બનાવવી, તે ગોળી મુખમાં રાખવાથી અતિ ગળું સુકાતું હોય કે ઉગ્ર તરસ લાગતી હોય તે મટે છે.

## ૨૨૪ જ્યારે તરસ લાગે છે ત્યારે.

મૂર્છા, ઉલટી, આફરા વગેરેથી દુઃખ પામી, ગળું સુકાવા લાગે, તરશ લાગે, તો થંડું પાણી તુરત પીવુંજ. તેમજ તરસ્યાએ તુરત પાણી પીવું. કોઈ પણ સ્થિતિમાં પાણીની અટકાયત રાખવી નહીં, અન્ન વગર માણસ કેટલોક વખત સુધી જીવી શકે છે, પણ પાણી વગર તો મરણ થાય છે.

## ૨૨૫ રસના ક્ષયની તરસ.

શરીરની નબળાઇમાં કે કોઇ રસનો શરીરમાં ક્ષય થયો હોય ત્યારે તે તરસ મટાડવાને દૂધ તથા પાણી સરખાં મેળવી પીવાથી મટે છે અને શાન્તિ થાય છે.

## ૨૨૬ જીભનું અટકવું મટે.

કસ્તુરી, નાની એલચી, લવીંગ અને વંશલોચન સરખે વજને લઈ, તેનું ચૂર્ણ બારીક બનાવવું, પછી રોજ એક ચણોઠીભાર સવારે તથા એક ચણોઠીભાર સાંજે મધ તથા ઘી, તેમાંથી અડધું લઇ, એકત્ર કરી, મેળવી, રોજ ચાટવાથી જીભનું અટકવું મટે છે, તથા ગળાંનો બગડેલો સ્વર પણ સુધરે છે.

## ૨૨૭ ચક્કર આવવાં, તમસ આવવી.

આ રોગ ઉપર બદામનો આથો—બદામ, ઘી તથા સાકર સરખે ભાગે લઈ, સવારમાં વહેલાં ખાવાં, અથવા રાત્રે વાળુ ન કરતાં બદામનાં મીંજ વાટી, દૂધ સાથે ગરમ કરી પીવું. પાચનશક્તિ મુજબ પીવું.

## ૨૨૮ વિરસપણાંનો ઉપાય.

મુખમાં રસ આવતો ન હોય, મુખ સુકું પડતું હોય, ગળામાં શોષ પડતો હોય તેમાં સાકર અને દાડમની છાલ

મુખમાં રાખવાથી ગુણકારી થાય છે. કાળી દ્રાક્ષ સુકી તથા દાડમના દાણા બંન્ને એક એક તોલો, લઇ તેને વાટવા, તેમાંથી થોડું થોડું મુખમાં રાખવાથી શોષ તથા મુખમાંથી રસનું ચાલ્યું જવું એ વિરસપણાનો રોગ મટે છે.

### ૨૨૯ શું ખાવું અને શું ન ખાવું?

જ્યારે શરીર તંદુરસ્ત હોય ત્યારે કંઇ પણ પથ્ય ન પાળતાં દરેક ખાદ્ય પદાર્થો જુદી જુદી જાતના તેમજ બનાવટના ખાવા, કારણ કે દરેકમાં જુદી જુદી જાતના રસો રહેલા છે, અને શરીરને તે દરેકની જરૂર છે. તે રસો શરીરને પુરા પાડવાથી તંદુરસ્તી સારી રહે છે, પણ શરીર બગડતાં જે સંબંધી ઉપદ્રવ થયો હોય તે ખાવા પીવાનું છોડવું જોઇએ. વાયુથી શરીર બગડયું હોય તો વાયડી દરેક ચીજ ખાવી છોડી દેવી જોઇએ. તેજ પ્રમાણે કફ અને પિત્ત સંબંધી રોગો થતાં તે વધારનાર તથા તેવા ગુણ ધરાવનાર ખાવાના પદાર્થો છોડી દેવાથી શરીર તંદુરસ્ત જલદી થાય છે. અગર રોગો વધી જતા નથી, માફક નજ આવે તેવા નક્કી થઇ ગયેલ પદાર્થો ખાવા નહીં. પાચનમાં ભારે હોય તો તેને ખૂબ ચાવીને ખાવાથી અને થોડા ખાવાથી અનુકૂળ આવે છે. શરીરને માફક નથી તેવા પદાર્થો ગમે તેટલા ગુણકારી હોય છતાં ખાવા નહીં.

### ૨૩૦ ઉભા રહી ખાવા પીવાથી થતું નુકશાન.

કંઇ પદાર્થ ખાવો હોય તે ઉભાં કે રસ્તામાં ચાલતાં ખાવું નહીં, તેમજ પાણી કે કંઇ પીવાનું હોય તો પણ ચાલતાં ઉભાં રહીને પીવું ન જોઇએ. શાન્તિથી નિરાંતે બેસી, પછીજ ખાવા કે પીવાનું રાખવાથી શરીરમાં વિકાર નહીં કરે, નહીંતર તંદુરસ્તીને નુકશાન કરે છે.

## ૨૩૧ ઘર બહાર ખાવા પીવામાં રાખવી જોઇતી સાવચેતી.

જમવાની ચીજો અને પીવાનાં પીણાં વગેરે જે ઘર બહાર લેવામાં આવે તેને માટે ખાસ ધ્યાન એ રાખવું જોઇએ કે તે પદાર્થો અતિ સ્વચ્છતાથી બનાવવામાં આવ્યા છે કે નહિ? બીજી બાબત એ ધ્યાનમાં રાખવી કે કોઇપણ જાતનું પાત્ર જેમાં ખાવાના પદાર્થ આપવામાં આવે કે પીવાનું આપવામાં આવે તે અતિ સ્વચ્છતાથી સાફ કરેલ હોવું જોઇએ, અગર કાચનું હોય તો ગરમ પાણી ક્ષાર વગેરેથી સ્વચ્છ કરેલું હોવું જોઇએ. આ સાવચેતી ન રાખવાથી શરીરમાં અનેક જાતના રોગો દાખલ થાય છે, કારણ કે ઘણા રોગી માણસો પણ હોય છે. બહારથી સારા દેખાતા માણસમાં શું રોગ ભર્યો છે તે આપણે જાણતા હોતા નથી, તેથી ખાસ નિયમજ રાખવો જોઇએ કે કોઇ બીજાએ ખાધેલા કે પીધેલા વાસણમાં કંઇ પણ આપણે ખાવું પીવું નહીં, શિવાય કે તેને સ્વચ્છતાથી પાછાં સાફ કરેલાં હોય.

## ૨૩૨ જમ્યા પછી તુરત શું કરવું?

જમ્યા પછી સો ડગલાં તો જરૂર ભરવાંજ, જેથી અનાજને પચવામાં મદદકર્તા થાય છે, તુરત સુઇ જવાથી અગર બેસી રહેવાથી પેટના વ્યાધિ થાય છે.

## ૨૩૩ ભોજન બાદ.

જમવા પછી તુરતમાં પાણી ન પીવું, પણ એક કલાક પછી પાણી પીવાની ટેવ રાખો, અથવા જમવાની વચમાં પાણી પીવું. અતિ તરસ લાગે અને રહી ન શકાય તો અડધા કલાકે પાણી પીવું, પણ તુરત તો નહીંજ, કારણ કે ખાધેલું અનાજ પાણી સાથે તુરત મળવાથી અનાજનો વધારે પાતળો રસ થઇ જાય છે

અને તેથી પાચન કરવામાં હોજરીને વધારે મહેનત પડે છે, જેથી તુરતમાં નહીં તો લાંબે વખતે પણ અજીર્ણ, કબજીયાત કે હરસ નો રોગ થઇ આવવાનો સંભવ છે.

## ૨૩૪ પાણી ખાવ ને અનાજ પીઓ.

જમતી વખતે અન્નને એટલું ચાવવું કે તેનો રસ થઈ જાય અને પીવા જેવું થાય, અને પાણી પીવા વખતે ખાવા માફક ધીમેધીમે પીવું.

## ૨૩૫ વિરૂદ્ધ ખાનપાન શરીરને ઝેર સમાન છે.

કોહું, કેરડાં, ખાટાં ફળ, મીઠું, કળથી, દહીં, તેલ, કાંટા ઉગેલા કઠોળ, દારૂ અને જાંબુ, એ બધા પદાર્થોમાંથી કોઇ પણ એકની સાથે દૂધ ખાવાથી ઝેર જેવી અસર થઇ, શરીરમાં જુદીજુદી જાતના રોગો ઉત્પન્ન થાય છે, અને તંદુરસ્તી બગાડે છે. ફણુસ સાથે દૂધ, દહીં, અડદની દાળ, મધ અથવા ઘી ખાવું નહીં. મધ સાથે મુળા ખાવા નહીં, અને દૂધ સાથે મુળા, કાચી કેરી અને જાંબુ લેવાં નહીં. કેળાં સાથે તાડનાં ફળ ખાવાં નહીં; દૂધ અને છાશ પણ કેળાં સાથે ખાવાં નહીં.

## ૨૩૬ ધાન્યથી થયેલા રોગો ધાન્યથીજ મટે છે.

સર્વ જાતનાં ધાન્ય જે રોજ ખાવામાં આવતાં હોય (ઘઉં, બાજરો, ચોખા, તુવર દાળ, ચણાની દાળ, મગ, જુવાર) તે લઇ, લોઢાનાં વાસણમાં નાખી, તેને બાળવાં, તેની કાળા રંગની ભસ્મ થાય ત્યારે ઉતારી, તેને વાટી, કપડે ચાળી, રોજ સવાર સાંજ એકએકઆનીભાર પાણી સાથે લેવાથી ગમે તે જાતનો પેટમાં દોષ થયો હોય તે તથા અજીર્ણથી તાવ આવ્યો હોય તો તે પણ મટે છે અને દોષો ઝાડા વાટે કાઢી નાખે છે. અનાજ

ખાતાં બાળકોને ઓછે વજને, એટલે કે ચાર ચાર ચણોઠીભાર દિવસના બે વખત આપવું.

## ૨૩૭. ઔષધ વગરના પાચન પ્રયોગો.

ફણસનું અજીર્ણ કેળાં ખાવાથી મટે, કેળાં ઘી સાથે ખાવાથી પચે છે. ઘીનું પાચન લીંબુનો રસ કરે છે, નાળિયેર કે તાડફળનું પાચન ચોખાથી થાય છે, આંબો દૂધ પીવાથી પચે છે, ચારોળી હરડેથી પચે છે, ખજૂર અને શીંગોડાનાં અજીર્ણને સૂંઠ પચાવે છે, ચોખા દૂધથી પચે છે, દૂધનું અજીર્ણ અજમા ખાવાથી મટે છે, સાઠી ચોખા દહીંનાં પાણીથી અને કાકડી ઘઉંથી પચે, કળથીને દહીંનું પાણી પચાવે છે, લોટથી બનાવેલું અન્ન અને તેથી થયેલું અજીર્ણ થંડા પાણીથી પચે છે, વડાંનું અજીર્ણ થયું હોય તો ઓસામણ પીવાથી મટે, પડસુંદીની બનાવટ સાટા, જલેબી વગેરે લવીંગથી પચે, પાપડ સરગવાનાં બીજથી પચે, તથા લાડુ, માલપુવા, સાટા, એ સઘળાં પીપરીમૂળથી પચે. ટાંકો, કોબી, કારેલાં, રીંગણાં, મુળા, પરવળ એ સઘળાં તાંજલજાની ભાજીથી પચે છે, સુરણનું અજીર્ણ ગોળથી મટે, બટેટાંનું અજીર્ણ ચોખાનાં ધોણથી મટે, ગોળ બટેટાં કોદરાથી પચે, ઘી મરીથી પચે છે, દૂધ છાશથી પચે છે, ભેંશનું દૂધ સિંધવથી પચે, ભેંશનું દહીં શંખનું ચૂર્ણ પચાવે છે, કેરી, સૂંઠ, મરી અને પીપર ત્રણમાંથી એકથી પચે છે, ખાંડનું અજીર્ણ સૂંઠથી મટે છે, શેરડી કોથમીરના રસથી પચે છે, મદિરા સોના ગેરૂથી તથા ચંદનથી પચે છે, થંડો પદાર્થ ગરમ પદાર્થથી પચે છે અને ગરમ પદાર્થ થંડા પદાર્થથી પચે છે, પાણી ભારે હોય અને ન પચતું હોય તો સોનું કે રૂપું બેમાંથી એક તપાવી

તપાવીને સાત વાર પાણીમાં બોળી તે પાણી પીવાથી પચે છે, પાણીના અપચા ઉપર મધ પણ સારૂં કામ કરે છે અને પચાવે છે.

## ૨૩૮ જમ્યા પહેલાનું ઔષધ.

જમવા બેઠા પછી, પહેલાં આદુ અને મીઠું સાથે મેળવી ખાવાં, જે સર્વદા પથ્ય છે, જેથી ખાધેલું હજમ થાય છે, ભૂખ સારી લાગે છે, રુચિ ઉત્પન્ન કરે છે, જીભ અને કંઠને સાફ કરે છે, પણ જેને દાહ થતો હોય, રોગથી પીડાતો હોય તેણે આદુ અને લુણ ખાવું નહીં, તેમજ આસો, કાર્તિક, જેઠ તથા અષાડ માસમાં આ પ્રયોગ ન કરવો.

## ૨૩૯ પેટના રોગો ઉપર પ્રયોગ.

પેટના રોગો ઉપર ગૌમૂત્ર ઉત્તમ ઔષધ તરીકે કામ કરે છે, કબજીયતવાળાને રોજ લેવાથી ફાયદો કરે છે, જળોદર, ઉપર ગુણકારી છે. પેટપીડ, સોજો, કમળો, યકૃત તેમજ બરલ વગેરે દરદો ઉપર રોજ ગૌમૂત્ર અરધો તોલો સવાર સાંજ પીવાથી આરામ થાય છે.

## ૨૪૦ ભોજનમાં રુચિ.

રાઇ, જીરૂં, હીંગ, સૂંઠ એક એક તોલો લઇ ,શેકી નાખવાં, પછી તેમાં સિંધવ તોલો ૦। અથવા પોતાને અતિ ખારૂં ન લાગે તેટલું ઉમેરી, બેઆનીભાર ચૂર્ણ લઇ, ગાયનાં દૂધના દહીંમાં મેળવી, તેને પાતળાં વસ્ત્રથી ગાળી લેવું, અને તેમાં ઘાટી છાશ વાટકો ભરી નાખવી, જે સવારે રોજ જમ્યા પહેલાં પીવાથી તુરતજ રુચિ તથા જઠરાગ્નિને પેદા કરે છે.

## ૨૪૧ જમવામાં રુચિ ન થતી હોય તો.

દાડમનાં બીજ આઠ તોલા, ખાંડ બાર તોલા અને તજ,

તમાલપત્ર તથા એલચી એ ત્રણે મળીને એક તોલો ને બેઆની ભાર જેટલું લેવું, તેનું ચૂર્ણ કરાવી, વસ્ત્રથી ચાળી, સઘળાંને સાથે મેળવી, સવાર સાંજ બેઆનીભાર જમ્યા પહેલાં ખાવાથી સારી ભૂખ લાગે છે.

## ૨૪૨ ભૂખ લગાડે તથા પાચન કરે.

લીંબુનો રસ તોલો ૦।, તેટલાજ વજનમાં પાણી લઇ, મેળવી, લેવાથી અગર જમવા વખતે શાક કે દાળમાં નીચોવી જમવાથી વાયુ નાશ પામે છે. જમેલું હુજમ થાય છે, ભૂખ સારી લાગે છે અને જમવામાં રુચિ થાય છે.

## ૨૪૩ જઠરાગ્નિ સુધારે.

સૂંઠ તોલો એક, મરી તોલો એક, પીપર તોલો એક, અજમોદ તોલો એક, સિંધવ તોલો એક, જીરૂં તોલો એક, હીંગ તોલો એક, એ પ્રમાણે લઇ, ખંડાવી, કપડે ચળાવી, બાટલીમાં ભરી રાખવું. તેમાંથી રોજ બેઆનીભાર લઇ, જમવા વખતે પ્રથમ ભાતના ઘી મેળવેલ કોળીયા સાથે મેળવી દઇ, રોજ સવાર સાંજ લેવું, ત્યાર પછી જે ભોજન હોય તે જમવું. આથી વાયુના રોગો નાશ પામે છે, તથા જઠરાગ્નિ સુધારી રુચિ ઉત્પન્ન કરી, અનાજને પચાવે છે.

## ૨૪૪ મંદાગ્નિનો ઈલાજ.

એલચી તોલો એક, તજ તોલા બે, નાગકેસર ત્રણ તોલા, મરી ચાર તોલા, પીપર પાંચ તોલા અને સૂંઠ છ તોલા લઇ, તેમાં આ સઘળાં જેટલી સાકર નાખવી, તેને ખંડાવી, કપડે ચળાવી, એક બાટલીમાં ભરી રાખવું, જેમાંથી રોજ બેઆનીભાર સવારે તથા બેઆનીભાર રાત્રે સહેજ ગરમ પાણી સાથે જમવા

પહેલાં લેવું, જેથી જઠરાગ્નિ સારી થઇ, ભૂખ લાગશે, ખાધેલું હજમ થશે, સ્વાદિષ્ટ છે.

## ૨૪૫ જઠરાગ્નિ પ્રદિપ્ત પ્રયોગ.

હરડાં, બહેડાં, આંબળાં અને લીંડીપીપર એ ચારે ઔષધો એક એક તોલો લઇ, તેનું ચૂર્ણ બારીક કરાવી, બેઆનીભાર સવારે તથા બેઆનીભાર રાત્રે મધની અંદર ચાટવાથી જઠરાગ્નિ સુધરે, દસ્ત સાફ આવે, ઉધરસ, દમ વગેરેને પણ ફાયદો કરે છે. જમવામાં વાયડું ન ખાવું.

## ૨૪૬ જમવાનું પચે અને ભૂખ લાગે.

પુદીનો તોલા બે, ખારેક તોલા બે, મરી તોલા બે, સિંધવ તોલો એક, હીંગ તોલો ૦ા, કાળી દ્રાક્ષ તોલો ૦ા, જીરૂં તોલા બે, તેને લીંબુના રસમાં વાટી, ખૂબ લઢી, તેમાંથી રોજ જમવા સાથે ખાવાથી જમવામાં રુચિ પેદા થાય છે, સ્વાદિષ્ટ લાગે છે, ખાધેલું હજમ કરે છે અને ભૂખ લગાડે છે.

## ૨૪૭ પેટનો વાયુ તથા બદહજમી મટાડે.

લસણની કળી ફોતરાં કાઢેલી તોલા પાંચ, સંચળ તોલા પાંચ, જીરૂં તોલા પાંચ, મરી તોલા પાંચ, લીંડીપીપર તોલા પાંચ, ને લીંબુના રસમાં બારીક વાટી, ખરલ કરી, તેની ચણીયાંબોર જેવડી ગોળી બનાવવી, અને રોજ સવાર, સાંજ, જમવા પહેલાં એક એક ગોળી ખાવાથી બદહજમી ન રહે તથા પેટના વાયુનાં દરદો મટાડી આરામ કરે છે.

## ૨૪૮ પેટના રોગો ઉપર.

લસણની કળી ફોતરાં કાઢેલી ચાર, ધાણા એકઆનીભાર,

જીરૂં એક આનીભાર તથા ટોપરૂં બેઆનીભાર, દરેકને વાટી, ઇચ્છા મુજબ રોજ જમવા સાથે ખાવાથી પેટના દરેક રોગ નાશ પામે છે.

## ૨૪૯ પેટના રોગોનો ઇલાજ.

સિંધાલુણ, સમુદ્રમીઠ, વડાગરૂંમીઠું, સંચળ, બીડલવણ આ પાંચે જાતનાં મીઠાં, સરખે વજને (તોલો તોલો) લઇ, ખંડાવી, ચૂર્ણ કરાવી, સવારે એક આનીભાર તથા સાંજે એક આનીભાર પાણી સાથે લેવાથી ઝાડો સાફ આવે છે. પવન છૂટે છે, પેટ ચડયું હોય તો હલકું પડે છે અને અનાજને પૂરેપૂરૂં પાચન કરે છે.

## ૨૫૦ ભૂખ લાગી ન હોય ત્યારે.

સૂંઠ તોલો એક, હરડે તોલો એક, સિંધાલુણ તોલો ૦।, એ ત્રણે ઔષધોનું બારીક ચૂર્ણ કરી, પાણી સાથે વાટવું, તેને બારીક કરી, તેમાંથી બેઆનીભાર સવારે તથા બેઆનીભાર સાંજે, ખાવાથી ખાધેલું હજમ થાય, ભૂખ લાગે, દસ્ત સાફ આવે.

## ૨૫૧ મંદાગ્નિ માટે પ્રયોગ.

પીપર તોલો એક, ખાંડ તોલો એક અને હરડેદળ ઠળીયા કાઢેલ તોલો એક, એ ત્રણે ઔષધોને ખંડાવી, કપડે ચળાવી, ચૂર્ણ કરાવવું. પછી બેઆનીભાર સવારે તથા બેઆનીભાર સાંજે પાણી સાથે લેવાથી મંદાગ્નિ મટે અને જઠરાગ્નિ સારી થાય, સળેખમ અને પિત્તનું જોર હોય તો નરમ પાડે અને આરામ કરે છે.

## ૨૫૨ અજીર્ણ પર પ્રયોગ.

લીંડીપીપરનું ચૂર્ણ બારીક કરાવી, તેમાંથી એક આનીભાર સવારે તથા એક આનીભાર સાંજે તેનાથી બમાણું એટલે કે બેઆનીભાર ગોળ તેમાં મેળવી, રોજ ખાવાથી અજીર્ણ મટે છે, પથ્ય, જમવામાં માત્ર દાળ ભાત, ખીચડી તેવું હલકું ખાવું.

## ૨૫૩ અન્નના અપકવ રસથી થતું અજીર્ણ.

સૂંઠ, પીપર, હરડે દરેક એક એક તોલો લઇ, ખાંડાવી, કપડે ચળાવી, તેમાંથી બેઆનીભાર ચૂર્ણ સવારે તથા બેઆનીભાર ચૂર્ણ સાંજે, તે ચૂર્ણ જેટલોજ એટલે કે બેઆંનીભાર ગોળ તેમાં મેળવી ખાવાથી અન્નના અપકવ રસથી એટલે કે આમથી થયેલું અજીર્ણ મટે છે. ગોળ તોલો ૦। તથા દાડમનાં બીજ તોલો ૦। તે સાથે મેળવી, સવાર સાંજ ખાવાથી પણ આરામ કરે છે.

## ૨૫૪ ભૂખ લગાડે, હજમ થાય.

ધાણા તોલો ૦॥ તથા સૂંઠ તોલો ૦॥, અડધો શેર પાણીમાં ઉકાળી, ચોથો ભાગ બાકી રહે ત્યારે પીવાથી ખાધેલું હજમ થાય અને ભૂખ લાગે છે.

## ૨૫૫ આમથી થયેલ અજીર્ણનો ઇલાજ.

હરડે તોલો ૦।, સૂંઠ તોલો ૦।, તથા ગોળ તોલો ૦। લેવાં. હરડે અને સૂંઠનાં ચૂર્ણને ગોળ સાથે મેળવી તેની ગોળી કરવી, તેમાંથી ત્રણ ભાગ પાડી, દિવસના ત્રણ વખત સવાર, બપોર, સાંજ ખાવું, જેથી આમાજીર્ણ એટલે કે અન્ન પચતાં તેમાંથી ન પચેલો કાચો અપકવ રસ તેનું અજીર્ણ મટે, તથા મળબંધ મટે. આમનો રંગ સફેદ હોય છે અને તે ઝાડામાં વીંટળાયેલો અથવા મળેલો દેખાઇ આવે છે.

## ૨૫૬ આમ મટાડનાર ચૂર્ણ.

સૂંઠ તોલા આઠ, ઓથમીજીરૂ તોલા નવ, નાગકેશર તોલા ચાર, વરીયાળી તોલા નવ, એલચી તોલો એક, તજ તોલો એક, સોનામખી તોલા પાંચ, એ સઘળાંને ખાંડાવી, કપડે

ચળાવી, ચૂર્ણ કરાવવું. તેમાંથી સવારે તથા સાંજે બેબેઆની ભાર ખાવાથી પેટમાં થયેલા આમ મટે, દસ્ત સાફ આવે.

## ૨૫૭ આમ માટે પ્રયોગ.

સરસીયાં તેલમાં શેકેલાં ગરમાળાનાં પાન તોલો ૦। રાત્રે વાળુ વખતે ખાઇને પછી રોજ જમવાથી આમનો રોગ મટે. જમવામાં ભારી અન્ન ન ખાવું. હલકું ખાવું, જેથી તુરત આરામ થાય છે.

## ૨૫૮ અજીર્ણ તથા આમ મટે.

સૂંઠ એક ભાગ અને ગોળ બે ભાગ લઇ, તેની ગોળી બે આનીભારની સવાર, સાંજ રોજ ખાવાથી અજીર્ણ થવા ન દે. આમ મટે. જઠરાગ્નિ સુધરે છે.

## ૨૫૯ આમથી થયેલ અજીર્ણ માટે.

સૂંઠ અને પીપર સમ ભાગે લઇ, તેનું ચૂર્ણ કરાવવું, તેમાંથી બે આનીભાર લઇ, તેમાં બે આનીભાર ગોળ મેળવી, સવાર, સાંજ ખાવાથી આમથી થયેલ અજીર્ણ મટે છે. પેટનું શૂળ મટે, તેમજ મૂત્રાશય સાફ થાય અને આરામ થાય છે.

## ૨૬૦ પેટમાં દુખાવો થાય ત્યારે.

છાશમાં જવનું ચૂર્ણ તોલો ૦॥ નાખી ગરમ કરવું અને તેમાં જવખાર તોલો ૦। નાખી હલાવી મેળવવું, લગાડી શકાય તેવું રાખી તેને ઉપર ચોપડી દેવું જેથી આરામ થાય છે.

## ૨૬૧ પેટનું શૂળ મટે.

મીંઢાળ અને કડુ એ બન્ને ઔષધો સરખે ભાગે લઇ, તેને દૂધની અંદર વાટી જરા ગરમ કરવાં, પછી તેનો દુંટી પર

લેપ કરવાથી પેટનું શૂળ, પેટપીડ મટે, અને આરામ થાય છે. જમવામાં વાયડી ચીજો ન ખાવી, થુલી ખાવી, હલકું ખાવું.

## ૨૬૨ કોઇ પણ જાતનું શૂળ નીકળતું હોય ત્યારે.

પાણીચાં નળિયેરમાં આંખની જગ્યાએ કાણું પાડવું, તેમાં મીઠું તોલો ૦। નાખવું અને તેને માટીથી બંધ કરી તે માટી સુકાવા દેવી, પછી તેને અગ્નિમાં પકાવવું અને પાણી કાઢી નાખી, ટોપરૂં તોલો ૦॥ તથા પીપર વાલ ૩ ના વજનથી રોજ સવારે ખાવાથી કોઇ પણ જાતનું શૂળ નીકળતું હોય તો મટે છે. આ ઔષધ પ્રયોગ ચાલુ હોય ત્યારે રાત્રે રોજ હરડે બેઆનીભાર પાણી સાથે લેવી.

## ૨૬૩ અન્નના પાચન વખતનું શૂળ.

સૂંઠનું ચૂર્ણ તોલો ૦। તથા સફેદ તલ તોલો ૦। તેને વાટી, મેળવી, બારીક કરી, ગોળ તોલો ૦। તેમાં મેળવી, તેના બે ભાગ કરવા, એક ભાગ સવારે તથા એક સાંજે દૂધમાં વાટી, રોજ પીવાથી અન્ન પાચન થતી વખતનું શૂળ ગમે તેટલું વધારે હોય તો પણ તેને આરામ કરે છે.

## ૨૬૪ શૂળ નીકળતું હોય ત્યાં શું કરવું?

પાણીમાં માટી નાખી પકાવવી. તે જાડી થાય એટલે કપડામાં લઇ, પોટલી કરી, શૂળવાળાને શેક કરવો, જેથી આરામ થાય છે.

## ૨૬૫ પેટપીડ માટે લેપ.

એળીયો, હળદર, નવસાર, અને ટંકણખાર એ સઘળાં સરખે વજને લઇ ગૌમૂત્ર સાથે ઘૂંટી, ઉનું કરી, પેટ પર લેપ કરવાથી પેટની પીડા મટે છે.

## ૨૬૬ આફરો ચડયો હોય તેનો પ્રયોગ.

દેવદાર, વજ, કઠ, સૂવા, હીંગ અને સિંધવ દરેક સરખે વજને (તોલો ૦।) લઇ, ખંડાવી, કપડે ચળાવી, બારીક ચૂર્ણ કરાવી, તેને છાશમાં વટાવી, પછી ગરમ કરી, પેટ ઉપર ચોપડવાથી પેટનું શૂળ તથા આફરો મટે. એક જુલાબ લેવો, તથા જમવામાં મગનાં પાણી શિવાય કંઇ ન લેવું. આરામ થયા પછી પણ હલકું ખાવું.

## ૨૬૭ ગુલ્મ વાયુ માટે પ્રયોગ.

છીપનું ચૂર્ણ તોલો ૦। તથા ગોળ તોલો ૦। તેને સાથે મેળવી, સવાર સાંજ બેબેઆનીભાર ખાવાથી પેટમાં વાયુ થઇ દુખાવો થાય છે તેને મટાડે છે.

## ૨૬૮ પેટના રોગો ઉપર પ્રયોગ.

સિંધવ તોલા બે, અજમો તોલા બે, અજમોદ તોલા ત્રણ, સૂંઠ તોલા ચાર અને હરડે ઠળીયા વગરનું દળ તોલા બાર તે સઘળાંને ખંડાવી, કપડે ચળાવી, તે ચૂર્ણને બેઆનીભાર સવારે તથા બેઆનીભાર સાંજે ગરમ પાણી સાથે લેવાથી આમવાત, પેટમાં વાયુનો ગોળો, છાતીના રોગો, મૂત્રાશયના રોગો, બરલનાં રોગો કે ગાંઠો શરીરમાં થઇ હોય, શરીરમાં શૂળ કોઇપણ જગ્યાએ મારતું હોય તથા પેડુમાં પવન ભરાઇ ચડતું હોય, હરસ હોય, મળ બંધ હોય, પેટના રોગો, કમ્મર અને શૂળ સંબંધીનાં રોગો હોય તે મટે છે, અને વાયુને યોગ્ય માર્ગે લાવે છે. પેચુટી ખસી ગઇ હોય તો ચોળાવ્યા શિવાય ઠેકાણે આવે છે. એવું ઉત્તમ આ ઔષધ રોજ ખાવાથી આરામ થશે.

## ૨૬૯ પેટના રોગો ઉપર પ્રયોગ.

પેટ સખ્ત રહેતું હોય, દુખ્યા કરતું હોય, યકૃત (લીવર)માં સોજો હોય, બરલમાં સોજો હોય, તો બાજરાનો લોટ શેર ૦ાા, સાજીખાર, તોલો એક, એરંડીયું તોલા અઢી, ગૌમૂત્ર તોલા પાંચ તેની લોપરી (પોટીસ) જેવું બનાવી, પેટ પર જમ્યા પહેલાં ખાલી પેટે કપડાંના બેવડમાં લઇ બાંધી દેવું, ઉપર શેક કરો. બે કલાક રોજ આ પ્રમાણે દિવસ આઠ સુધી કરવાથી ઉપર દર્શાવેલા રોગો મટાડી, પેટ રૂ જેવું નરમ બનાવે છે. આ પ્રયોગ ચાલુ હોય ત્યારે, દાલ ભાત, ખીચડી, થુલી, તેમાંથી જે ભાવે તે હલકુ ખાવું.

## ૨૭૦ પેટ પર શેકનો પ્રયોગ.

પેટમાં પવન ભરાયો હોય, અગર કોઇપણ કારણથી પેટમાં દુખાવો હોય તો એરંડીયું આકડાનાં પાનને લગાડી, પેટ પર મૂકી ઉપર શેક કરવો જેથી આરામ થશે.

## ૨૭૧ પેટના રોગો તથા વાયુ પર પ્રયોગ.

સૂંઠ તોલો એક, સિંધાલુણ તોલો એક અને હીંગ તોલો એક એ ત્રણને ખંડાવી, કપડે ચળાવી, રોજ સવાર સાંજ બેઆનીભાર પાણી સાથે લેવાથી પેટના રોગો તથા વાયુનો રોગ મટે છે. વાલ, વટાણા, બટેટાં, ચોળા વગેરે જે વાયડી ચીજો હોય તે ન ખાવી.

## ૨૭૨ પેટનો વાયુ મટે.

લસણની ફોતરાં કહાડેલ કળી ચાર ટોપરૂં લીંબુ, ધાણાજીરૂં, કોથમીર વગેરે નાખી સવારે તથા સાંજે ચટણી બનાવી, રોજ

ખાવાથી વાયુનો રોગ નાશ પામે અને અજીર્ણનો રોગ જાય ભૂખ લાગે.

### ૨૭૩ ગરમ પાણી પેટના રોગો ઉપર.

એક શેર પાણીને ઉકાળતાં ચોથો ભાગ માત્ર વધે તે પાણી આરોગ્ય આપે છે. તે હંમેશાં પથ્ય છે, આ ગરમ કરેલું પાણી ગરમજ પીવાથી જઠરાગ્નિ સુધારે છે, ખાધેલું હજમ થાય, પેડુનો આફરો, શૂળ, અર્ષ, વાયુ, સોજા તેમજ બીજા પેટના રોગો હટાડે છે, દસ્ત સાફ લાવે છે પીવાનો સમય પ્રાતઃકાળે વહેલાં અથવા રાત્રે સુતી વખતે.

### ૨૭૪ પેટના રોગો ઉપર છાશનો પ્રયોગ.

છાશ હલકી, તુરી, ખાટી જઠરાગ્નિને વધારનાર અને વાયુને હરનારી છે. સોજા ઉપર, ઉદર રોગ ઉપર, હરસના રોગો પર, સંગ્રહણીના રોગ ઉપર, પેશાબ બંધ થઇ ગયો હોય તેના ઉપર અરુચિ ઉપર બરલના રોગ પર, પેટના વાયુ રોગ માટે, પાંડુરોગ એ સઘળા રોગો ઉપર છાશ પીવી ઉત્તમ છે અને દવા તરીકે કામ કરે છે. ખાટી છાશ નુકસાન કરે છે. છાશમાં સિંધાલુણ અને જીરૂં નાખી પીવાથી વધારે ગુણ કરે છે. સ્વાદિષ્ટ લાગે છે.

### ૨૭૫ છાશ ક્યારે અને કોણે ન પીવી ?

ઉનાળામાં સખ્ત તાપમાં ન પીવી, તથા શરીરમાં ચાંદુ પડયું હોય ત્યારે, દુર્બળ હોય તેણે, મૂચ્છિત્ થતો હોય તેણે, ભ્રમ તથા દાહ (ગરમી) થતી હોય તેણે, છાશ પીવી નહીં.

### ૨૭૬ પેટમાં વાયુનો ગોળો.

સુરોખાર તોલો ૦ા ખંડાવી, ચૂર્ણ કરવું અને સવારે એક આનીભાર તેની સાથે આદુ એકઆનીભાર વાટીને ખાવું તથા

તેજ પ્રમાણે સાંજે બન્ને સાથે વાટીને ખાવાથી પેટનો વાયુ જે ચડે છે અને જેને વાયુનો ગોળો પણ કહે છે તે મટાડી આરામ કરે છે. રાત્રે સુતી વખતે હરડે તોલો ૦। પાણી સાથે લેવી તથા વાયડું ન ખાવું ભારી જમવું નહીં.

## ૨૭૭ પેટનું ચડવું તથા ચૂંક આવવી.

પેટમાં પવન ભરાઇ પેટ ચડયું હોય, ચૂંક આવતી હોય ત્યારે ડેકામારી અને એળીયો સરખે વજને લઇ, પાણી સાથે મેળવી ચોપડવાથી આરામ થશે. આકડાનાં પાન એરંડિયું ચોપડી ગરમ કરી ચઢેલા પેટ પર મૂકી ઉપર શેક કરવાથી ચૂંક તથા ચડેલું પેટ મટે છે. હીંગ, અજમા, એળીયો દરેક સરખે ભાગે લઇ પેટ ઉપર લેપ કરવાથી ચડેલું પેટ મટે તથા ચૂંક તથા શૂળ આવતું હોય તે મટે છે.

## ૨૭૮ વાયુનો ગોળો ચડતો હોય.

સૂંઠ તોલો ૦।, હરડેદળ તોલો ૦।, પીપર તોલો ૦।, મીઠાં દાડમના દાણા તોલો ૦।, લઇ, તેનું ચૂર્ણ કરાવી, તેમાંથી બેઆનીભાર લઇ, તેમાં બેઆનીભાર ગોળ મેળવી, ગોળી કરી સવાર તથા સાંજના બે વખત ખાવાથી વાયુનો ગોળો ચડતો હોય તથા હરસનો રોગ હોય તે તથા મંદાગ્નિ પણ મટાડે છે.

## ૨૭૯ કોઈ પણ જાતની પેટપીડ, મટે.

અજમો, સિંધાલુણ, હીંગ, હીમજ સરખે ભાગે (એક એક તોલો) લઈ ચૂર્ણ કરવું તેમાંથી એકએક આનીભાર સવાર, બપોર, સાંજ ત્રણ વખત લેવાથી પેટપીડ મડાડે છે. આરામ કરે છે.

## ૨૮૦ ગોટો ચડવો.

આ રોગ અજીર્ણને લઇને થતો એક જાતનો પેટનો વાયુ છે, જેથી પેટની અંદર સખ્ત દુખાવો થાય છે ને રાડ પણ પડાઇ જાય છે. પેટમાં કૃમિને લઇને પણ ગોટો ચડે છે. ઝાડો કબજ હોય તો પણ ગોટો ચડે છે. તે સમયે ડેકામારીને ખંડાવી, ચૂર્ણ કરાવી, એક આનીભાર ચૂર્ણ પાણી સાથે પીવાથી આરામ થાય છે. ધાવણાં બચ્ચાંને અડધી ચણોઠીભાર આપવું અને બાળકોને બે ચણોઠીભાર પાણી સાથે આપવું.

## ૨૮૧ પેટનો ગુલ્મ નામે વાયુ તેનો ઇલાજ.

એક આનીભાર ગોળ તથા તથા એક આનીભાર છીપનું ચૂર્ણ સાથે મેળવી, ગોળી કરી ખાવાથી વાયુની પેટમા થયેલી ગાંઠ મટે છે.

## ૨૮૨ વાયુની પેટમાં થતી ગાંઠ.

પેટનો વાયુ, જેની પેટમાં ફરતી અથવા સ્થિર ગાંઠ માલમ પડે છે, તેમાં સુરોખાર એક આનીભાર ચૂર્ણ તથા આદુનો રસ એક આનીભાર મેળવી, સવાર સાંજ ખાવાથી પેટનો વાયુ મટે છે.

## ૨૮૩ અજીર્ણ, વાયુ, તથા પેટનો દુખાવો.

લસણની કળીઓ, જીરૂં, સિંધવ, સંચળ, સૂંઠ, પીપર, મરી, હીંગ એ સઘળાં એક એક તોલો લઇ, તેનું બારીક ચૂર્ણ કરવું, પછી તેને લીંબુના રસમાં ચણા જેવડી ગોળી વાળવી. આ ગોળીઓ ખાધેલું પચાવે, ભૂખ લગાડે, અજીર્ણમાં સારૂં કામ કરે, પેટના દુખાવામાં અને વાયુથી પેટ ચડયું હોય વગેરે મટાડી આરામ કરે છે. આ રોગમાં વાયડું ન ખાવું, ગોળી

દિવસમાં ત્રણ વખત લેવી, સવાર, બપોર, સાંજ એક એક વધારે દર્દનું જોર હોય તો બે બે ગોળી લેવી.

## ૨૮૪ બરલ વધે ત્યારે.

હૃદયની નીચે લોહીમાંથી બરલની ગાંઠ બનેલી છે જે લોહી વહેનારી નસોનું મૂળ કહેવાય છે. તે બરલ ડાબી બાજુએ આવેલ છે, વધે છે ત્યારે પીડા કરે છે આ. રોગમાં સારી રીતે પાકેલ આંબાનો રસ વાટકો ભરીને એટલે કે રતલ અડધો સુધી તેમાં મધ ચમચો ૧ મોટો ભરીને મેળવવું. તે ખાવાથી બરલનો રોગ મટે છે.

## ૨૮૫ બરલ પર પ્રયોગ.

મીઠી કુંવારનો રસ તથા હળદર ચૂર્ણ સરખે વજને લઇ, મેળવી સવારે બેઆનીભાર તથા સાંજે બેઆનીભાર લેવાથી બરલની ગાંઠથી થયેલા રોગો મટે, તેમાં થયેલો સોજો મટે, આ રોગમાં ચીકાસવાળી ચીજો જમવામાં ન ખાવી.

## ૨૮૬ બરલનો ઈલાજ.

શંખની નાભિ વચલો ભાગ તેનું ચૂર્ણ લીંબુનાં રસમાં નાખી બેઆનીભાર સવારે તથા બેઆનીભાર સાંજે પીવાનું રાખવાથી કાચબા જેવી બરલ હોય તો પણ મટે છે.

## ૨૮૭ યકૃત (લીવર)ના રોગો ઉપર.

લીંડીપીપરનું ચૂર્ણ એકઆનીભાર, દૂધ શેર ০। સાથે ગરમ કરી, સવાર સાંજ પીવાથી યકૃત સંબંધી દરેક રોગ મટે છે.

## ૨૮૮ યકૃત અને બરલ બન્નેના રોગો મટે.

ઉપર બરલના રોગો ઉપર જે ઇલાજ બતાવવામાં આવ્યા છે તે સઘળા યકૃતમાં જેને ઇગ્લીશમાં લીવર કહે છે, તેના

ઉપર કરવાથી આરામ થાય છે. યકૃતના ઉપાયો અને બરલના ઉપાયો એકજ છે.

## ૨૮૯ પેટનાં કરમ મટે.

વાવડીંગને જરા તેનું ઉપરનું પડ ઉખડી જાય તેમ ખાંડવાં, પછી તેના મગજનું વસ્ત્રગાળ ચૂર્ણ બનાવવું, અને સવાર, સાંજ બેબેઆનીભાર મધ સાથે ચાટવાથી પેટનાં કૃમી ( કરમ ) મટે છે. બાળકોને ઉંમરના પ્રમાણમાં ચારચાર ચણોઠીભાર અને ધાવણાં બચ્ચાંને ચણોઠીભાર મધ સાથે રોજ ચટાડવાથી કરમ મટે અને થાય નહીં, ગળપણ ન ખાવું.

## ૨૯૦ પેટનાં કૃમી મટે.

કડવા લીંબડાનાં પાન, કડાછાલ, વાવડીંગ અને હીંગ દરેક એક એક તોલો લઇ, ચૂર્ણ કરાવી, રોજ બે આનીભાર સવાર સાંજ પાણી સાથે લેવાથી કરમ જે પેટમાં થાય છે તે મટાડી આરામ કરે, આ રોગમાં ગળપણ ખાવુંજ નહીં.

## ૨૯૧ પેટમાં કૃમી થતાં હોય.

જેને પેટમાં જુદી જુદી જાતનાં જીવડાં પેદા થતાં હોય, તેણે લીંબડાનાં પાનનોરસ તોલો ૦॥ રોજ સવારે તથા સાંજે મધ બેઆનીભાર નાખી, એકરસ કરી પીવાથી આરામ થાય છે.

## ૨૯૨ જેને કૃમી થતાં હોય તેને પથ્ય.

દૂધ, ઘી, દહીં, પાંદડાનાં શાક અને વિશેષ કરીને ખાટું તથા ગળપણવાળું એટલી વસ્તુઓ ન ખાવી, જેથી કૃમી ઉત્પન્ન થતાં નથી અથવા જેને કૃમીનો રોગ મટાડવો હોય તેણે પણ ન ખાવાં, જેથી કૃમીનો રોગ મટે છે. કૃમી એટલે પેટમાં થતાં જુદીજુદી જાતનાં જીવડાં.

## ૨૯૩ શીળસનો ઉપાય.

બોડીઅજમોદનું ચૂર્ણ એક તોલો, ગોળ બે તોલા લઇ, તેને મેળવી, તેમાંથી ચણીયાંબોર જેવડી ગોળી બનાવી, દિવસમાં ત્રણ વખત, સવાર બપોર સાંજ ત્રણ ગોળી ખાવી. એ રીતે અઠવાડીયા સુધી ખાવાથી શીળસ મટે છે. જમવું હલકું. એક જુલાબ લઇ લેવોજ.

## ૨૯૪ શીળસનો ઈલાજ.

તોલો ૦। લીંબડાનો રસ અને તોલો ૦। આંબળાનો રસ, એ બન્ને ઘી તોલો ૦। સાથે મેળવી પીવાથી શીળસ મટે, તથા હુખસ અને ખોટી ગરમીનાં ગુંમડાં બેસી જાય છે. એક જુલાબ લેવો.

## ૨૯૫ શીળસ ઉપર ઔષધ.

દુર્વા ( ધ્રો ) અને હળદર બન્ને ઔષધો સરખે ભાગે લઇ, તેને વાટી, પછી તેનો લેપ શરીરે કરવાથી શીળસ મટે છે. જમવામાં મગનાં પાણી શીવાય કંઇ ન લેવું.

## ૨૯૬ શીળસ પર પ્રયોગ.

અજમાને ગોળની સાથે સરખે ભાગે મેળવી, બે આનીભાર સવાર સાંજ ખાવાથી અઠવાડીયામાં શીળસ મટે છે. જમવું હલકું.

## ૨૯૭ શીળસનાં લક્ષણો.

આખા શરીરે ખૂબ ચળ ઉપડે છે, અને ચામડી ગોદડા માફક જાડી થઇ જાય છે. આ રોગમાં પેટ સાફ કરી નાખવું. તથા જમવામાં હલકું, તરત પચે તેવું ખાવું.

## ૨૯૮ સંગ્રહણીનો ઇલાજ.

ગળો અતિવિષનીકળી, સૂંઠ, અને નાગરમોથ એ ચારે ઔષધોને સરખે ભાગે લઇ, અધકચર ખંડાવવા પછી તેમાંથી તોલો એક લઇ, અડધો શેર પાણીમાં ઉકાળવું, ઉકાળતાં અડધો ભાગ બાકી રહે ત્યારે નીચે ઉતારી, સહેજ ગરમ હોય ત્યારેજ સવારના પીવું, આથી સંગ્રહણી નામનો રોગ મટે છે.

## ૨૯૯ સંગ્રહણી મટે.

સૂંઠ તોલો એક અને બીલી તોલો એક બન્નેને સાથે સહેજ પાણી નાખી વાટવાં, પછી સવારે બેઆનીભાર તથા બેઆનીભાર સાંજે લેવાથી સંગ્રહણી રોગ મટે છે. જમવામાં છાશ ઉપર રહેવું. છાશમાં સિંધાલુણ અને જીરૂં નાંખવું.

## ૩૦૦ સંગ્રહણી માટે ઓષધ.

મોથ, અતિવિષ, બીલી અને ઇંદ્રજવ એક એક તોલો લઈ, ચૂર્ણ બનાવવું, પછી તેમાંથી બેઆનીભાર સવારે તથા બેઆનીભાર સાંજે લેવાથી સંગ્રહણી મટે છે. જમવામાં છાશજ લેવી.

## ૩૦૧ સંગ્રહણી માટે પ્રયોગ.

ઘણી ઉગ્ર સંગ્રહણી હોય તો પણ કાચી બીલીનો ગર્ભ, સૂંઠનું ચૂર્ણ અને ગોળ સરખે વજને લઇ, તેની ગોળી તોલો ૦। ની બનાવી, તેનો અડધો ભાગ સવારે અને અડધો ભાગ સાંજે ખાવાથી સંગ્રીહણી મટે છે. જમવામાં છાશજ લેવી.

## ૩૦૨ સંગ્રહણી માટે.

ગોળ તોલો ૦। તથા રાળનો ભૂકો તોલો ૦।। મેળવી, ગોળી કરવી, તેમાંથી ત્રણ ભાગ કરી, દિવસમાં ત્રણ વખત (ચાર, ચાર

કલાકને અંતરે) ખાવાથી ધોળા તથા રાતા રંગના ઝાડાવાળો પણ બહુ પાકી ગયેલો સંગ્રહણીનો રોગ મટે છે.

## ૩૦૩ સંગ્રહણીનાં લક્ષણો.

સંગ્રહણીના રોગીને અન્ન પરાણે પાચન થાય છે, તે પાચન થતાં ખાટું થાય છે, જઠરાગ્નિ મંદ થવાથી તેમ થાય છે, દર્દીનું શરીર સુકું અને દુબળું બની જાય છે. ચામડીમાંથી રસ અથવા ચીકાસને વાયુ શોષી લેવાથી તેમ થાય છે, મુખ અને ગળું સુકાઇને લુખ્ખું પડે છે. તરશ અને ભૂખ લાગે છે, દ્રષ્ટિ ઝાંખી પડે છે. કાનમાં શબ્દ થયા કરે છે, પાંસળીયો, જાંઘો, સંધિ અને ડોક એ દુખ્યા કરે છે. આમ યુક્ત ખાટી ઉલટી તથા ઝાડો થાય છે, હૃદયમાં પીડા થાય છે. મોઢું ફિકકું પડે છે, મળદ્વારની જગ્યા પર કાતરથી કાપતું હોય એવી વેદના, ખારૂં, તિખું અને ખટરસ ભોજન જમવાની ઇચ્છા થયા કરે છે, મન શોકાતૂર રહે છે, અન્ન પાચન થયા પછી કિંવા તે પચતાં પેટ ચઢે છે, કંઇ પણ ખાતાં અસુખ થયા જેવું લાગે, વાયુનો ગોળો હૃદય રોગ અને કાળજાનો રોગ હોય એવી શંકા પેદા થાય છે, કારણ તેને તે રોગના જેવી શરીરે પીડા થાય છે. વખતે ઉધરસ અને શ્વાસ પણ સાથે હોય છે, તેને પાતળો તો કદિ સુકો એવો ઘણા કષ્ટથી ફીણયુક્ત ઝાડો થાય છે અને થતાં અવાજ થાય છે. સંગ્રહણી રોગમાં અન્ન સારી રીતે પાચન થતું નથી તેથી આમમિશ્રિત મળ પડે છે. આ રોગ બાળકોને પણ વખતો વખત જોવામાં આવે છે. સંગ્રહણીના રોગમાં રોગી જે ખાય છે તે પચ્યા વગર અથવા પાચન થયેલી સ્થિતિમાં ઝાડાવાટે બહાર નીકળી પડે છે. તે વખતે રોગીને પેટમાં અમળાટ થાય છે અને તેનો મળ ઘણી વાસ

મારતો હોય છે, જો સંગ્રહણી વાયુ વિકારથી થયેલ હોય તો ઝાડો ઘટ્ટ, કઠણ હોય, અને પિત્તથી નરમ માલમ પડે છે. ઉપરનાં બધાં અથવા થોડાં લક્ષણો જેને થયેલાં હોય તે સંગ્રહણીનો રોગી છે.

## ૩૦૪ આમણ માટે પ્રયોગ.

કોમળ કમળનાં પત્રને સૂકવી, તેનું ચૂર્ણ કરવું, પછી તેને રોજ બેઆનીભાર સવારે તથા બેઆનીભાર સાંજે સાકર એકઆનીભાર મેળવી, ખાવાથી આમણનો રોગ મટે છે. આ રોગમાં દસ્ત સાફ રાખવો અને હરડે તોલો ૦ા રોજ રાત્રે પાણી સાથે લેવી. દસ્ત વખતે ઘણું જોર કરવું નહીં-

## ૩૦૫ આમણ નીકળતી હોય.

આમણ નીકળતી હોય તો ખાટી લુણીમાં ઘીને પકાવી તે ઘી રોજ ખાવાથી મટે.

## ૩૦૬ આમણને ચડાવવાનો પ્રયોગ.

ઘી અથવા તેલથી હાથને નરમ બનાવી, આમણ જે બહાર નીકળી હોય તેને ધીમેધીમે ઇજા ન થાય તેમ ચડાવવી. હાથના નખ કઢાવેલા હોવા જોઇએ.

## ૩૦૭ આમણ નીકળતી હોય તો.

કાંટાળાં માયાંનો ભૂકો પાણી સાથે મેળવી, તે પાણી લગાડવું.

## ૩૦૮ કટકે કટકે દસ્તનું આવવું.

ધીરેધીરે, કટકે કટકે દસ્ત આવે તો તરવાળા દહીંમાં મધ નાખીને તેની સાથે અનુકૂળ આવતું ભોજન કરવું. અથવા ગરમ દૂધમાં સોનું કે રૂપું નાખી થંડુ પાડવું, અને તે દૂધ શેર ૦ા

લઇ, તેમાં મધ તોલો ૦। મેળવી, જમવા સાથે આ દૂધ રોજ પીવાથી ઉપરનો રોગ મટે છે.

## ૩૦૯ ઝાડા કોઈ પણ જાતના થતા હોય.

બીલીનાં ફળ તથા આંબાની ગોટલી એ બન્ને ઔષધો સરખે વજને લઇ, અધકચરાં કરાવી, તેમાંથી તોલો એક એક લઇ, અડધો શેર પાણીમાં ઉકાળવાં, બળતાં ૦। શેર પાણી બાકી રહે ત્યારે નીચે ઉતારી, સહેજ ગરમ હોય ત્યાંજ સવારના પી જવું. ઉકાળતાં વાસણ ઢાંકવું નહીં. આથી કોઇ પણ જાતના ઝાડા બંધ થાય છે, વધારે ઝાડાનું જોર હોય તો સાંજે પણ બનાવી પીવું. જમવામાં છાશ શિવાય કંઇ ન લેવું.

## ૩૧૦ ઝાડા થતાં કેમ વર્તવું ?

ઝાડા થતા હોય તો ન્હાવું નહીં, નદી વગેરે જળાશયમાં પડવું નહીં, ભારે કે ચીકણું ખાવું નહીં, કસરત કરવી નહીં અને તડકો પણ લેવો નહીં. ઝાડાની શરૂઆત થાય ત્યારથીજ લાંઘણ શરૂ કરવી, લાંઘણ પછી પણ હલકું ખાવું, તેમજ પ્રવાહી ખોરાક લેવો, દાળનું પાણી વગેરે.

## ૩૧૧ ઝાડા આમથી થયેલ હોય તો.

આમ પેટમાં થયેલા હોય અને તેથી ઝાડા થતા હોય તો આમજ દસ્તને રોકનારી દવા લેવી નહીં, કેમકે એમ કરવાથી ઘણા વિકારો ઉત્પન્ન થઇ રોગો ઉભા કરે છે. આ રોગમાં હરડે, અતિવિષ, હીંગ, સંચળ, વજ અને સિંધવ એક એક તોલો દરેક લઈ, ચૂર્ણ બારીક કરાવવું, અને તેમાંથી એકઆનીભાર લઇ પાણીમાં લઢવું, જાડું રાખી તે ગરમ પાણી સાથે દિવસના ત્રણ વખત, સવાર બપોર સાંજ એકએકઆનીભારના વજનથી લેવું.

આ ઝાડાના રોગમાં ખાવાનું છોડી દેવું. માત્ર મગનું પાણી પહેલા બે દિવસ, અને પછી છાશ લેવી, જેથી આરામ થાય છે.

## ૩૧૨ ઝાડા આમથી થાય ત્યારે પ્રયોગ.

ધાણા, સુગંધીવાળો, બીલી, મોથ, સૂંઠ દરેક એક એક તોલો લઈ, તેમાંથી તોલા બે લઇ, અધકચરાં કરાવી, એક શેર પાણીમાં વાસણનું મુખ ઢાંકયાં શિવાય ઉકાળવું. ઉકાળતાં ચોથો ભાગ પાણી બાકી રહે ત્યારે નીચે ઉતારી, સહેજ ગરમ હોય ત્યાંજ સવારના પીવાથી આમના ઝાડા મટે છે. ઝાડાનું જોર વધારે હોય તો તેજ પ્રમાણે સાંજે પણ બનાવી પીવું. જમવામાં માત્ર મગનું પાણીજ પીવું.

## ૩૧૩ આમથી થતા ઝાડાનાં લક્ષણો.

આમથી થયેલ ઝાડા ઘણાજ દુર્ગંધ મારતા અને ચીકણા હોય છે, તેનો રંગ ઘણી જાતનો અને સફેદાઇ ઉપર હોય છે, અને ઝાડો થતાં પેટમાં મરડો, અમળાટ ઘણો થાય છે, તેને આમાતિસાર એટલે આમથી થયેલા ઝાડા કહે છે.

## ૩૧૪ ઝાડાના રોગનો ઈલાજ.

જાડા અને મોટા બાવળનાં કાંટા વગરનાં પાદડાંનો રસ તોલો ૦।। સવાર અને તોલો ૦।। સાંજે પીવાથી કોઇ પણ જાતના ઝાડા મટે છે, જમવામાં છાશ માત્ર લેવી.

## ૩૧૫ ઝાડા અને ઉલટી થતા હોય.

હરડે, સૂંઠ, અને મોથ સરખે વજને લઇને ખંડાવવાં, કપડે ચાળી, તેમાંથી બેબેઆનીભાર ચૂર્ણ સવાર સાંજ બે આનીભાર ગોળ મેળવી, ગોળી બનાવી, ખાવાથી કોઈ પણ જાતના ઝાડા,

આમથી થયેલ ઝાડા, આફરો, કૃમી, મળબંધ, અરુચિ, સાથે ઉલટી થતી હોય તો પણ મટે.

## ૩૧૬ લોહીનો ઝાડો.

લોહીના ઝાડા થતા હોય તો બીલીનો ગર્ભ એક ભાગ અને ગોળ બે ભાગ મેળવી, રોજ એકએકઆનીભાર, સવાર બપોર સાંજ ખાવાથી, લોહીના થતા ઝાડા મટે, તથા આમથી થતું પેટનું શૂળ તે મટે, જમવામાં હલકું ખાવું.

## ૩૧૭ લોહીના ઝાડા માટે ઔષધ.

જાંબુનાં કૂણાં પાન, આંબાનાં કૂણાં પાન અને આંબળાનાં કૂણાં પાન, દરેક સરખે વજને લઇ, તેને પીસી, રસ કાઢવો. તેમાંથી પોણો તોલો લઇ, ત્રણ ભાગ કરવા, અને સવાર બપોર સાંજ મધ બેઆનીભાર ઉમેરીને બકરીના દૂધ સાથે પીવાથી રક્તાતિસાર એટલે કે લોહીના ઝાડા મટે છે.

## ૩૧૮ લોહીના ઝાડાનો ઉપાય.

ગરમીથી થયેલા ઝાડા, તથા અર્શથી પડતું ઝાડા વાટે લોહી, તે પર ઇંદ્રજવ એકએકઆનીભાર રોજ સવાર બપોર સાંજ પાણી સાથે લેવાથી આરામ થાય છે. ભૂખ લગાડે છે. પાચન પણ કરે છે.

## ૩૧૯ દુઝતા અર્ષ પર.

સાકર તોલો ૦ા, માખણ તોલો ૦ા અને બેઆનીભાર નાગકેસરનું ચૂર્ણ, ત્રણેને સાથે મેળવી ચાટવાથી, અર્ષમાંથી પડતું લોહી બંધ પડે છે, સવાર અને સાંજ આ ચાટણ ચાટવું, મરચાં, મસાલા તથા પચવામાં ભારી પદાર્થો ન ખાવા, મહેનત કરવી નહીં.

## ૩૨૦ અર્ષ કષ્ટસાધ્ય ક્યારે છે ?

બે દોષથી થયેલા, ગુદાની અંદરના ભાગમાં થયેલા અને જેને એક વર્ષ થઇ ગયું છે તેવા ફૂઝતા અર્ષ ઉપર લાંબો વખત સુધી દવા ચાલુ રાખવી પડે છે, અને તુરત આરામ થતો નથી, તે કષ્ટસાધ્ય કહેવાય છે.

## ૩૨૧ અર્ષનો ઇલાજ.

જેને અર્ષ એટલે કે હરસ હોય તેણે કાળા તલ તોલો ૦ાા સવારે તથા તોલો ૦ાા સાંજે ખૂબ ચાવીને ખાવા, અને ઉપર થંડુ પાણી પીવું, જેથી હરસને ફાયદો કરે છે.

## ૩૨૨ હરસમાંથી લોહી પડતું હોય.

કમળનાં કેશરાં, મધ, સાકર, નાગકેસરનું ચૂર્ણ અને તાજું માખણ દરેક સરખે વજને લઇ, તેમાંથી તોલો દોઢ, સવાર બપોર સાંજ ચાટવાથી હરસમાંથી પડતું લોહી મટે છે. પથ્યમાં ગરમ ચીજ ખાવી નહીં, ભોજન હલકું ખાવું. જમવા સાથે છાશ સિંધાલુણ અને જીરૂં નાખીને પીવી ઉત્તમ છે.

## ૩૨૩ અર્ષમાંથી લોહી પડવાનો રોગ.

ગલનાં પીળાં ફૂલ જે તોરણનાં ફૂલ તરીકે જાણીતા છે, તેને વાટી, પાણી તોલાં પાંચ ઉમેરી, મેળવી, મરી નંગ બે માત્ર ચૂર્ણ કરી નાખી પીવાથી લોહી બંધ થાય છે.

## ૩૨૪ અર્ષમાં પડતાં લોહી ઉપર પ્રયોગ.

હરસમાંથી લોહી પડતું હોય તો સફેદ તલ તોલો ૦, રતાળુનાં બીજ તોલો ૦ અને નાગકેશર તોલો ૦ એ ત્રણેનું ચૂર્ણ કરાવવું. તે ચૂર્ણને સાકર તોલો ૦ાા તથા માખણ તોલો

૧ લઇ, દરેકને સાથે મેળવી, ત્રણ ભાગ કરવા. તેમાંથી એક ભાગ સવારે, એક ભાગ સાંજે એક ભાગ બપોરે એ પ્રમાણે લેવાથી હરસમાંથી લોહી પડતું બંધ થાય.

## ૩૨૫ દુઝતા અર્ષ.

કાળા તલ તોલો એક, તેને બારીક વાટી, તેમાં માખણ તાજું તોલો એક તથા સાકર તોલો એક મેળવી, દિવસના ત્રણ વખત, સવાર, બપોર, સાંજ ખાવાથી, હરસમાંથી પડતું લોહી બંધ થાય છે. આ રોગમાં પેટ સાફ માટે રાત્રે હરડે તોલો ૦ા પાણી સાથે રોજ લેવી. ગરમ તેમજ ન પચે તેવો ખોરાક ન ખાવો.

## ૩૨૬ હરસની દવા.

હરડે એક ભાગ અને ગોળ બે ભાગ લઇ, ગોળી તોલો ૦ા ની બનાવી, સવાર સાંજ લેવાથી હરસનો રોગ મટે છે. આ રોગમાં બાદી કે કબજીયાત થવા ન દેવી. શાક સુરણનું ખાવું. ભારે, ન પચે એવા પદાર્થો ન ખાવા.

## ૩૨૭ હરસ માટે મલમ.

કાંટાળાંમાયાંને ખાંડી, ચાળી, તે ચૂર્ણને ઘી સાથે મેળવીને અર્ષ ઉપર લગાડવાથી અર્ષ સૂકાય છે, લોહી પડતું બંધ થાય છે. દસ્ત સાફ રાખવો. તરત પચે તેવો ખોરાક ખાવો.

## ૩૨૮ હરસ ઉપર પ્રયોગ.

સુરણનું શાક અથવા સુરણને ઘીમાં તળીને રોજ ખાવાથી હરસનો રોગ મટે છે, અને દવા તરીકેજ કામ આપી આરામ કરે છે. હરસના રોગમાં રોજ હરડે બેઆનીભારનું ચૂર્ણ પાણી સાથે લઇ પેટ સાફ રાખવુંજ જોઇએ.

## ૩૨૯ બહુમૂત્રતા.

ખજુર તોલા અઢી તથા સફેદ તલ તોલા અઢી ભેળાં કરી, ખાંડી, લોંદો બનાવી, તેનાં વડાં કરાવી, ઘીમાં તળાવવાં. તેમાંથી વડું એક સવારે તથા વડું એક સાંજે ખાવું, તો ઘણી વખત પેશાબે જવું પડતું હોય તે રોગ મટે છે. આરામ થાય છે.

## ૩૩૦ બહુ પેશાબ થતો હોય તો.

હરડે તોલો ૦ા નું ચૂર્ણ તથા ગોળ તોલો ૦ા તેની ત્રણ ગોળી બનાવી, ચાર ચાર કલાકે ખાવાથી બહુ પેશાબ થતો હોય તો મટે છે.

## ૩૩૧ બહુમૂત્રતા પર પ્રયોગ.

વખતોવખત પેશાબે જવું પડતું હોય, પેશાબ ગરમ આવતો હોય તો આંબળાંને પાણીમાં પલાળી, તેને વાટી, પેડુ ઉપર ચોપડવાથી આરામ થાય.

## ૩૩૨ પેશાબમાં થતી બળતરા, ઉનવા.

તકમરીયાં તોલો ૦ાા સવારે વહેલાં લઇ, સાકર તોલો ૦ાા નાખી, પલાળીને પીવાં, તથા સાંજે તેટલાજ વજનથી પીવાથી પેશાબની બળતરા, ઉનવા, પેટમાં ગમે તે કારણથી થતો દાહ મટાડી શાન્તિ આપે છે.

## ૩૩૩ પેશાબનું બંધ થઈ જવું.

તરબૂચનાં બી, ચીભડાનાં બી અને કાકડીનાં બી ત્રણેને સરખે વજને લઇ, ફોતરાં કાઢી, બેઆનીભાર સવારે તથા બેઆનીભાર સાંજે પાણી સાથે ભૂકો કરી ખાવાથી પેશાબ છૂટે છે. પ્રમેહ ઉપર પણ પીવાય છે, જેથી બળતરા શાન્ત થાય છે. આ રોગ ઉપર ગરમમસાલા, મરચાં વગેરે ન ખાવું.

## ૩૩૪ મૂત્રનું માંડ માંડ ઉતરવું.

શેર ૦। દૂધ તેમાં તોલો એક ગોળ મેળવી, સહેજ ગરમ કરી, સવાર સાંજ પીવાથી મૂત્રની અટકાયત મટી જાય છે, અને પેશાબ સાફ લાવે છે. પથરીમાં પણ જ્યારે મૂત્રની અટકાયત થાય છે ત્યારે પણ આ ઔષધ લેવાથી ફાયદો કરે છે, તેમજ વાયુ સંબંધી રોગો પણ હટાડે છે.

## ૩૩૫ મૂત્રનું અટકવું.

લીલવા દ્રાક્ષ સૂકી તોલો એક તથા સાકર તોલો ૦। તેને સાથે વાટીને દહીંનાં પાણી સાથે પીવાથી પેશાબની અટકાયત મટે છે. દહીંનું પાણી તે છાશ નહીં, પણ દહીં જામેલું હોય તેમાં પાણી હોય છે તે સમજવું.

## ૩૩૬ પેશાબ પરાણે ઉતરતો હોય તો.

કાકડીનાં બીજ, સફેદ તલ તથા ઘી સઘળાં સરખે વજને લઇ, તેને મેળવી, તેમાંથી તોલો ૦। સવારે તથા તોલો ૦। સાંજે, દૂધ શેર ૦। સાથે રોજ પીવાથી પરાણે ઉતરતો પેશાબ સાફ આવી જઇ આરામ કરે છે.

## ૩૩૭ પેશાબનું માંડ માંડ ઉતરવું.

આ રોગમાં હરડે, બેડાં અને આંબળાં ત્રણેને વાટી તેમાં બોરનો ગર્ભ (ખારેકી બોર નહીં) તથા સિંધવ મેળવવાં, ઉપરનાં દરેક ઔષધો સરખે વજને લેવાં, તેમાંથી બે આનીભાર સવાર, બપોર, સાંજ, ત્રણ વખત લેવાથી માંડમાંડ ઉતરતું મૂત્ર બરાબર સાફ આવશે.

## ૩૩૮ મૂત્રની અટકાયત થતી હોય ત્યારે.

જવખાર તથા સાકર સરખે વજને લઇ, તેમાંથી બેઆનીભાર સવારે તથા બેઆનીભાર સાંજે પાણી સાથે લેવાથી મૂત્રની અટકાયત મટે.

## ૩૩૯ મૂત્રનું બંધ થઈ જવું.

ગોળ અને ઘી દરેક તોલો ૦ા લઇ, તેને ખૂબ કાલવવાં પછી તેમાંથી તોલો ૦ા સવારે તથા તોલો ૦ા સાંજે તેમાં દૂધ નવટાંક ઉમેરી ત્રણેને મેળવી દેવું. તે પીવાથી મૂત્રનું બંધ થવું મટે છે.

## ૩૪૦ લોહીવાળો ઉનવા મટે.

સુખડને ઘસી, બેઆનીભાર લેવું, તેમાં સાકર બેઆનીભાર નાખવી, અને તેને ચોખાનાં ધોણ સાથે પીવું. પછી ઉકાળી થંડા પાડેલા દૂધની સાથે અન્ન જમવું, જેથી લોહીવાળો ઉનવા મટે, જમવા સાથે મરી, મરચાં, મસાલા ખાવા નહીં.

## ૩૪૧ લોહીવાળું મૂત્ર આવે તો.

મૂત્રમાં લોહી પડે અને પેશાબ પણ લોહીવાળો માંડમાંડ આવે તો આંબળાંનો રસ તોલો ૦ાા તથા મધ તોલો ૦ા બન્ને સાથે મેળવી, સવાર સાંજ રોજ પીવાથી આ રોગ મટે તથા શેરડીનો સ્વચ્છ રસ બે તોલામાં મધ તોલો ૦ા નાખી પીવાથી મૂત્રમાં પડતું લોહી બંધ થાય, મૂત્ર સાફ આવે.

## ૩૪૨ મૂત્રમાં લોહીનું પડવું.

મુઠી કે ઘા વાગવાથી પેશાબ બંધ થઇ ધીમેધીમે ઉતરે છે. તથા રતાશવાળો પેશાબ આવે અથવા લોહીવાળો પેશાબ

આવે તો ઉકાળેલા દૂધ શેર ૦। માં સાકર તોલો અડધો તથા મધ તોલો એક નાખી, મેળવી, સવાર સાંજ પીવાથી આરામ થાય છે.

## ૩૪૩ પેશાબનું અટકવું.

કોળાંનાં બીજ અને કાકડીનાં બીજ સરખે વજને લઇ, વાટી, પેડુ ઉપર ચોપડવાથી પેશાબનું અટકવું મટે અને પેશાબ તુરત આવે છે.

## ૩૪૪ મૂત્ર રોગ માટે પ્રયોગ.

જીરૂં એક તોલો અને ગોળ બે તોલા લઇ, તેમાંથી બેઆનીભાર જીરૂં લઇ, ગોળ તોલા ૦। માં મેળવી ગોળી બનાવી, સવાર સાંજ ખાવાથી પેશાબનું બંધ થઇ જવું મટે અને પેશાબ સાફ આવે.

## ૩૪૫ મધુમેહ.

મધુમેહમાં મૂત્રનો રંગ મધના જેવો થાય છે, મધુમેહ બે પ્રકારનો થાય છે. એક ધાતુક્ષય થવાથી થાય છે અને બીજો મધુમેહ અન્ય દોષો વાયુનો માર્ગ રોકે છે કે ઘેરી લે છે ત્યારે તેમાંથી થાય છે.

## ૩૪૬ મધુમેહનો ઈલાજ.

પેશાબમાં સાકર જાય તેને મધુમેહ કહે છે. સાકર જાય છે તે જોવા માટે પેશાબને પ્યાલામાં ભરી રાખવાથી કીડી લાલ જો ચડે તો મધુમેહ છે એમ માલમ પડે છે. તેનો ઉપાય જાંબુના ફળના સૂકા ઠળીઆનું ચૂર્ણ બનાવી, સવાર સાંજ બેબેઆનીભાર પાણી સાથે લેવાથી પેશાબમાં આવતી સાકર તેના જથ્થાને ઘણી ઝડપથી અને ચોક્કસપણે અટકાવે છે અને લાંબો

વખત ચાલુ રાખવાથી કાયમ પણ બંધ થાય છે. આ રોગમાં સાકર ખાવી બંધ કરવી, તેમજ કડવા પદાર્થો ખાવાથી ફાયદો થાય છે. કારેલાંનું શાક જમવામાં ખાવું તથા કારેલાનો રસ કાઢી તોલો ૦ાા સવારે તથા ૦ાા તોલો સાંજે પીવાથી પણ ફાયદાકારક છે.

## ૩૪૭ પથરીનો રોગ.

સાજીખાર ચાર ચણોઠીભાર તથા જવખાર ચાર ચણોઠીભાર લઇ, તેને સાથે મેળવી, સવાર, બપોર સાંજ (દિવસના ત્રણ સમયે) રોજ લેવાથી, મૂત્ર માર્ગે પથરી અટકી જે પીડા તથા મૂત્ર અટકે છે તે મટે છે.

## ૩૪૮ પથરીના રોગમાં પીડા, તેનો પ્રયોગ.

આ રોગમાં જ્યારે મૂત્ર અટકીને પીડા થાય ત્યારે એક મોટા ટબમાં અથવા તપેલામાં ગરમ પાણી ભરી તેમાં કમ્મર બુડે તેવી રીતે બેસવાથી ફાયદો થાય છે.

## ૩૪૯ પથરીના રોગ પર ઔષધ.

પથરી થવાની શરૂઆત હોય તો ગોખરૂનાં બીજનું ચૂર્ણ બેઆનીભાર સવાર સાંજ મધ એકઆનીભાર તેમાં મેળવી લેવાથી આરામ થાય છે. પ્રયોગ દિવસ ૧૫ નો.

## ૩૫૦ પથરીનો રોગ થયો હોય.

સરગવાનાં ઝાડનાં મૂળ તોલો એક તેને શેર પાણીમાં ઉકાળી, ચોથો ભાગ પાણી બાકી રહે ત્યારે ઉતારી, જરા ગરમ હોય ત્યારે રોજ પીવાથી પથરીનો રોગ મટે.

## ૩૫૧ પથરીનો ઇલાજ.

આદુ, જવખાર, હરડે, દારૂહળદર એકએક તોલો દરેક લઇ, તેનું ચૂર્ણ કરાવવું, પછી તેને બેઆનીભાર લઇ, દહીં તોલા

પાંચ સાથે બરાબર મેળવવું. એ પ્રમાણે રોજ પીવાથી ભયંકર પથરી ભેદાય છે અને મૂત્રવાટે નીકળી જાય છે.

## ૩૫૨ પથરીથી મૂત્રમાં લોહીનું આવવું.

પથરીના રોગથી મૂત્રમાં લોહી આવતું હોય તો શેરડી ખાવી, તેમજ કાકડી ખાવાથી પણ ફાયદો થાય છે, અને લોહી આવતું બંધ થાય છે. શેરડી અને કાકડી અનુકૂળ આવે તેટલી લેવી. મરી, મસાલા, મરચાં ન ખાવાં.

## ૩૫૩ પ્રમેહ ઉપર દવા.

આંબળાંનાં ફળનો રસ તોલો ૦ll, હળદર તોલો ૦l નાં ચૂર્ણ સાથે મેળવી, તેમાં મધ તોલો એક ઉમેરી, એકરસ કરી, સવારના તથા વધારે જોર હોય તો સાંજે પણ પીવાથી પ્રમેહ મટે છે. આ રોગમાં બ્રહ્મચર્ય પાળવું તથા ગરમ ચીજો ખાવી નહીં.

## ૩૫૪ પ્રમેહના રોગ માટે.

કડવા લીંબડાની ગળોનો રસ તોલો એક સવારે તથા તોલો એક સાંજે તેમાં મધ તોલો ૦l મેળવી, એકરસ કરી પીવાથી સર્વ જાતના પ્રમેહના રોગો ઉપર ફાયદો કરી આરામ કરે છે.

## ૩૫૫ ઉપદંશના વ્રણ ઉપર.

માટીનાં વાસણમાં હરડાં, બહેડાં અને આંબળાં સરખે વજને લઇ નાખવાં, નીચે અગ્નિ કરી તેને બાળીને કોલસા કરવા, તે બળેલા ઔષધને બારીક વાટીને ઘી સાથે અગર મધ સાથે મેળવી, લીંગ ઉપર, સ્ત્રીથી થયેલ ગરમીના રોગથી પડેલું ઘારૂં હોય ત્યાં લગાડવાથી તે વ્રણ (ઘારૂં) રૂઝાય છે.

## ૩૫૬ ઉપદંશનાં ઘારાં પર.

શંખજીરૂં અને કાથો બન્ને સરખે ભાગે લઇ, તેનો લેપ લીંગ પર ગરમીના રોગથી પડેલ ઘારા પર રોજ કરવાથી ઘારામાંથી રસી ખેંચી, સૂકાવી, રૂઝાવી નાખે છે.

## ૩૫૭ કોઇ પણ જાતના ગરમીના રોગો પર.

લીંબડાનાં પાંદડાં તોલા ચાર, હરડેદળ તોલો ૦ાા, આંબળાં તોલો ૦ાા, તેનું ચૂર્ણ બનાવવું. તેમાંથી બેબેઆનીભાર સવારે તથા સાંજે પાણી સાથે લેવાથી વ્યભિચારથી થયેલ ગરમીના ચેપી રોગો મટે છે.

## ૩૫૮ ઉપદંશનો ઉપાય.

કણેરનાં મૂળને પાણીમાં વાટીને પછી લેપ કરવાથી ઉપદંશનો રોગ અસાધ્ય હોય તોપણ મટે છે. બ્રહ્મચર્ય પાળવું, ગરમ પડે તેવું ન ખાવું.

## ૩૫૯ લીંગ સંબંધીના સર્વ રોગો મટાડે.

એકલી રસવંતીનો લેપ કરવાથી દુર્ગંધ આવતી હોય, લીંગ પર ઘારૂં પડયું હોય, પરૂ થયું હોય, સોજો આવ્યો હોય, શૂળ નીકળતું હોય, વગેરે લીંગના સર્વ રોગો માત્ર એક ઔષધ રસવંતીના લેપથી મટે છે.

## ૩૬૦ બદ થઈ હોય.

સાથળના સાંધામાં જે બદ થાય છે તેમાં હરડે તોલો ૦ા ઠળીયા કાઢી દળને એરંડિયા તેલ સાથે વાટવું, પછી તેને શેકીને તેમાં પીપર તોલો ૦ા તથા સંચળ તોલો ૦ા તેનું ચૂર્ણ કરી તેમાં મેળવવું, અને તે સઘળાના ત્રણ ભાગ કરવા અને તે દિવસના

ત્રણ વખત, સવાર બપોર સાંજ લેવું, ખાવું. તે પ્રમાણે રોજ લેવાથી બદ્દ જે થઇ હોય તેને આરામ કરે છે.

## ૩૬૧ વધરાવળનો સોજો.

વજ તોલો એક તથા સરસવ તોલો એક બન્નેને પાણીમાં વાટવાં, અને તેનો લેપ વધરાવળ કે જેમાં વૃષણ તથા ચામડીને મોટી કરે છે તેની ઉપર લગાડવાથી વધરાવળનો, નીચેની ગોળી ઉપર આવેલો સોજો મટે છે.

## ૩૬૨ વધરાવળનો ઉપાય.

સરગવાની છાલ અને સર્ષવ સરખે ભાગે (એકએક તોલો) લઇ, તેમાં પાણી નાખી, તેને વાટી, તેનો લેપ વધરાવળ ઉપર કરવાથી આવેલો સોજો મટે છે, અંદરના કફ તથા વાયુને હટાડી આરામ કરે છે.

## ૩૬૩ વૃષણની વૃદ્ધિ.

હરડાં, બહેડાં અને આંબળાં સરખે ભાગે લઇ, ખંડાવી, કપડે ચળાવી, તેનું ચૂર્ણ તોલો ૦। તથા ગૌમૂત્ર તોલો એક લઇ, તેમાં ઉપરનાં ત્રણ ઔષધો મેળવી, ઉકાળવું. ત્યાર પછી સહેજ ગરમ હોય ત્યાંજ પી જવું, જેથી વૃષણમાં વાયુ એકઠો થઇ જે નીચેની ગોળી મોટી થઇ હોય તેને મટાડે છે અને વાયુને હટાડે છે.

## ૩૬૪ સારણગાંઠ.

આંતરડું નીચેની ગોળીમાં ઉતરે તેને સારણગાંઠ કહે છે આ રોગમાં અગ્નિનો શેક ગુણકારી છે, તથા એરંડિયું તેલ તોલા બે, તેમાં બળદાણા તોલો અડધો લઇ, વાટી, બારીક કરી, મેળવી, ગરમ કરી, એરંડિયા તેલમાં પકાવી, તે એરંડિયું તેલ રોજ પીવાથી સારણગાંઠનો રોગ મટે છે.

## ૩૬૫ સારણગાંઠ કોને કહેવાય ?

અંત્રવૃદ્ધિ, સારણગાંઠ તેને કહે છે કે, વાયુ આંતરડામાં આવી તેને દૂષિત કરે છે, અને નાનાં આંતરડાંને પોતાને સ્થાનેથી નીચે ગોળીમાં ઉતારે છે, તેથી વૃષણના સાંધામાં ગાંઠ જેવું થાય છે, આથી આ રોગ ઉપર વાયુનાશક ઉપાયો માફક આવે છે. આ આંતરડાંને દબાવી, ઉપર ચડાવવામાં આવે તો ચડે છે અને મુકી દેવામાં આવે તો પાછું બહાર પુલી આવે છે. આ રોગમાં "કચ્છ" મજબુત બાંધી રાખવાથી ફાયદો થાય છે, અથવા જ્યાંથી આંતરડું ઉતરતું હોય, તે મુખ બંધ કરી, બાંધવાનો પટ્ટો પહેરાય છે, તેથી પણ આંતરડું નીચે ઉતરતું નથી. આ રોગમાં પેટ સાફ રાખવું, તથા વાયડી વસ્તુઓ ન ખાવી. વાલ, વટાણા, બટાટા, ચોળા, કઠોળ વગેરે ન ખાવું.

## ૩૬૬ સારણગાંઠનો ઉપાય.

એરંડિયું તેલ તોલો એક, તથા ગૌમૂત્ર તોલો એક, તેમાં શુદ્ધ ગુગ્ગુળ તોલો ૦ા વાટીને મેળવી, રોજ સવારે તથા સાંજે પીવાથી, લાંબા વખતની સારણગાંઠને ફાયદો કરી આરામ આપે છે.

## ૩૬૭ સારણગાંઠ ( અંત્રવૃદ્ધિ ).

ગરમ દૂધ શેર ૦ાં તથા એરંડિયું તેલ તોલો સવા તેને મેળવી, બે માસ સુધી રોજ સવારે પીવાથી સારણ ગાંઠ (અંત્ર વૃધ્ધિ) ના ઉપદ્રવો મટે છે.

## ૩૬૮ વૃષણની ગોળી મોટી થઈ હોય.

હરડાં તોલો એક, બહેડાં તોલો એક. આમળાં તોલો એક, એ ત્રણે ઔષધો લઇ, અધકચરાં ખંડાવવાં. તેમાંથી તોલા બે લઇ, એક શેર પાણીમાં ઉકાળવાં. ઉકાળતાં ૦ા શેર પાણી બાકી

રહે ત્યારે નીચે ઉતારી, ગૌમૂત્ર તાજું તોલો અડધો લઇ, તેની સાથે પીવાથી ગોળી મોટી થઈ હોય તો આરામ કરે છે.

## ૩૬૯ વૃષણની ગોળીનું મોટું થવું.

અંડવૃદ્ધિ ઘણાં જુદાં જુદાં કારણોને લઇને થાય છે, વૃષણના સોજાને લીધે અગર વૃષણની કોથળીમાં પાણી ભરાવાથી, આંતરડું ઉતરવાથી કે કોઇ ગાંઠ થવાથી નીચેની ગોળી મોટી થાય છે. વૃષણની કોથળીમાં આંતરડું ઉતરવાથી જે રોગ થાય છે તેને અંતરગળ, સારણગાંઠ કહે છે.

## ૩૭૦ કોઈ પણ જાતના સોજા.

ગૌમૂત્રને રોજ ગરમ કરી, સોજા પર લગાડવું, સુકાતાં ફરીવાર. એમ વખતોવખત લગાડયા કરવાથી કોઇ પણ જાતનો સોજો હોય તે મટે છે.

## ૩૭૧ સોજા પર પ્રયોગ.

ભેંસનું દૂધ તથા માખણ અને સફેદ તલ, દરેક સરખે વજને લઇ, તલને દૂધ તથા માખણથી જુદા વાટી, બારીક કરી, તેની સાથે ઘૂંટી, સોજા ઉપર લગાડવાથી મટે છે.

## ૩૭૨ સોજો પેટના રોગોથી આવ્યો હોય તો.

સૂંઠ અને પીપર તોલો અડધો અડધો લઇ, ખંડાવી, કપડે ચળાવી, તેમાંથી બેઆનીભાર રોજ લઇ, બેઆનીભાર ગોળ તેમાં મેળવી, ગોળી કરી ખાવાથી સોજો મટે, આમથી થયેલ અજીર્ણ મટે, પેટમાંનું શૂળ મટે, તેમજ મૂત્રાશય સાફ થાય છે.

## ૩૭૩ સોજો, કફ તથા વાયુના રોગથી.

સૂંઠનું ચૂર્ણ બેઆનીભાર તથા ગોળ બેઆનીભાર, બન્ને સાથે મેળવી, ગોળી કરી, સવાર સાંજ ખાવાં, એ રીતે રોજ

ખાતાં ચાર તોલા સુધી સૂંઠ ખાવી, તથા હરડે ચૂર્ણ રોજ રાત્રે બેઆનીભાર તેમાં ગોળ બેઆનીભાર મેળવી, રોજ ખાવો. એ રીતે રોજ ખાતાં, ચાર તોલા સુધી હરડે ખાવી. આ રીતે ચાર તોલા સૂંઠ તથા ચાર તોલા હરડે, ગોળ સાથે ખાવાથી શરીરમાં આવેલ સોજો મટે, તથા પેટનાં દર્દોને પણ મટાડે.

## ૩૭૪ કોઈ પણ જાતના સોજા પર.

બીલીનાં પાંદડાંનો રસ કાઢી, તોલો અડધો લઇ, તેમાં મરી દાણા બેનું ચૂર્ણ નાખી, મેળવી, રોજ સવાર સાંજ પીવાથી, સર્વ પ્રકારમાંથી, જે જાતનો સોજો હોય તે મટે છે, પાંડુરોગ, કબજીયાત અને હરસના રોગને પણ ગુણકારી છે. એક જુલાબ લેવો, પછી ઉપાય શરૂ કરવો, ખટાશ ખાવી નહીં, તરત પચે તેવો હલકો ખોરાક ખાવો.

## ૩૭૫ સોજા માટે લેપ.

સાટોડીનાં મૂળ તોલા પાંચ અને અને કાળો હંસરાજ તોલા પાંચ કપડે ચળાવી, તેને પાણી સાથે વાટી, લઢી, સોજા પર લગાડવાથી મટે છે.

## ૩૭૬ સોજા વાયુના રોગથી.

જે વાત વ્યાધિમાં સોજો આવે છે અને તે સોજો શરીરના જુદા જુદા ભાગોમાં ફર્યા કરે છે, તે રોગમાં લીંબડાનાં પાન વરાળીયાં કરી, બાફીને બાંધવાથી ફાયદો થાય છે. સોજાનું વધારે જોર હોય તો બાંધેલાં પાન ઉપર શેક પણ કરવો.

## ૩૭૭ સર્વ પ્રકારના સોજા પર ઔષધ.

સૂંઠનું ચૂર્ણ બેઆનીભાર તથા ગોળ બેઆનીભાર, તેને મેળવી, ગોળી કરી, સવાર સાંજ રોજ ખાવું, તથા ઉપર સટોડીનો

રસ તોલો અડધો સવાર સાંજ પીવો, જેથી સર્વ પ્રકારના સોજા મટે છે. ખટાશ ન ખાવી.

## ૩૭૮ સોજા ઉપર લેપ.

સોજા ઉપર ગૌમૂત્ર સાથે ગુગળ વાટીને ચોપડવાથી સોજો ઉતરે છે.

## ૩૭૯ સોજાનો ઈલાજ.

સફેદ તલને ભેંશના દૂધમાં વાટી, લગાડી પાટો બાંધવાથી સોજો મટે.

## ૩૮૦ કોઇપણ જાતનો સોજો મટે.

સૂંઠ તોલો એક તથા પીપર તોલો એક, તેનું ચૂર્ણ બનાવી, તેમાંથી બેઆનીભાર સવારે, તથા બેઆનીભાર સાંજે ચૂર્ણ જેટલોજ ગોળ મેળવી રોજ ખાવાથી કોઇપણ જાતના સોજા મટે છે.

## ૩૮૧ સોજા પર લગાડવાનો પ્રયોગ.

ગૌમૂત્રને ગરમ કરી, તેને સોજા પર લગાડયા કરવું, અગર સ્વચ્છ કપડું લઇ ગૌમૂત્ર જે ગરમ કરેલું હોય તેમાં ભીંજવી, સોજા પર મુકવું અથવા તેમાંથી ભીંજવેલ કપડું મુકી પાટો બાંધવો.

## ૩૮૨ અત્યંત કઠણ સોજો પણ મટે.

હાથીદાંતને પાણીમાં ઘૂંટીને તેનો પાતળો લેપ કરવો, આથી કઠણ સોજો શરીરના કોઇ ભાગ પર આવ્યો હોય તો તે ભેદાઇ જાય છે.

## ૩૮૩ કેવો સોજો પ્રાણહાની કરે?

અર્ધા અંગમાં થયેલો સોજો મારી નાખે છે. પગથી ઉપર ચડતો સોજો પુરૂષને મારી નાખે છે, અને મૂખથી નીચે જતો

સોજો સ્રીને મારી નાખે છે. સોજો જો ગુહ્યસ્થાને આવ્યો હોય તો પુરૂષ અને સ્રી બન્નેને માટે ભયંકર છે, એટલે કે મારે છે. તેમજ રોગથી, જેવા કે સંગ્રહણી, ઝાડા, અર્ષ કોઈપણ રોગથી ન આવેલો હોય અને એમ ને એમજ આવેલો સોજો દર્દીને મારી નાખે છે. શ્વાસ, તરસ, ઉલટી વગેરે રોગ હોય, દૂર્બળતા હોય અને તાવને લીધે અન્ન ઉપર રુચિ ન હોય એવા સોજાવાળો પણ પ્રાણત્યાગ કરે છે એમ સમજવું. છાતી અને પકવાશય વચ્ચેના મધ્ય ભાગમાં તથા આખા શરીરમાં થયેલો સોજો કષ્ટ સાધ્ય છે.

## ૩૮૪ જીર્ણજ્વરનો ઉપાય.

કડવા લીંબડાની ગળોનો રસ તોલો એક તથા પીપરનું બારીક ચૂર્ણ એકઆનીભાર અને મધ તોલો ૦।, તે સઘળાંને મેળવી, પીવાથી જીર્ણજ્વર મટે છે. કફ, ઉધરસ, અરુચિ અને બરલ, જે તાવની સાથે થયાં હોય તે પણ મટે છે.

## ૩૮૫ ખરાબ પાણીથી આવેલો તાવ.

હરડેદળ, લીંબડાનાં પાન, સૂંઠ અને સિંધવ, દરેક એક એક તોલો લઇ, ખંડાવી, કપડે ચળાવી, તેમાંથી બેઆનીભાર સવારે તથા સાંજે, એમ રોજ ગરમ પાણી સાથે ખાવાથી ખરાબ પાણી પીવામાં આવવાથી આવેલો તાવ ઉતરે અને આરામ થાય છે; જમવું હલકું.

## ૩૮૬ જીર્ણજ્વર પર ઇલાજ.

ત્રણઆનીભાર પીપરનું ચૂર્ણ, તેથી બમણો ગોળ લઈ, મેળવી, તેમાંથી ત્રણ ભાગ કરી, દિવસમાં ત્રણ વખત સવાર બપોર અને સાંજ ખાવાથી જીર્ણજ્વર મટે છે. શ્વાસ, કૃમી,

અજીર્ણ, ઉધરસ, અરુચિ અને પાંડુ રોગ ઉપર પણ ગુણ કરે છે. ભોજન તુરત પચે તેવુંજ લેવું.

## ૩૮૭ ઝીણો તાવ લાગુ પડયો હોય.

કડવા લીંબડાની ગળો બે તોલા અને પાણી સોળગણું લઈ, આઠમો ભાગ બાકી રહે ત્યાં સુધી ઉકાળવું, અને નીચે ઉતાર્યા પછી સહેજ ગરમ હોય ત્યારે લીંડીપીપર બેઆનીભાર નાખી, સવારે રોજ પીવાથી લાગુ પડેલો જીર્ણજ્વર (બારીક તાવ) મટે છે, જમવામાં દૂધભાત, ખીર, થુલી વગેરે હલકું અને પૌષ્ટિક ખાવું.

## ૩૮૮ જીર્ણજ્વર (ઝીણો તાવ).

બે તોલા લીંબડાની તાજી ગળો લાવી, તેના કટકા કરવા, પછી તેને અધકચરા ખંડાવવા, અને એક શેર પાણીમાં તેને ઢાંકણું ઢાંકયા શિવાય ઉકાળવું. તેમાંથી ચોથો ભાગ બાકી રહે એટલે કે શેર ૦। પાણી બાકી રહે ત્યારે નીચે ઉતારી, તેને થંડું પડવા દઇ, તેમાં મધ તોલો એક નાખી, સવારના પહોરમાં ખાલી પેટે પી જવું. એ રીતે આ પ્રયોગ પંદર દિવસ સુધી ચાલુ રાખવાથી જીર્ણજ્વર મટે છે. જમવામાં દૂધ ભાત, ખીર, થુલી, દાળ ભાત, ખીચડી વગેરે હલકું ખાવું.

## ૩૮૯ ઝીણો તાવ કાયમ રહેતો હોય.

ઝીણો તાવ કાયમ આવતો હોય તો લીંબડાની ગળોનો રસ કાઢી, એક તોલો લઇ, તેમાં મધ તોલો ૦। નાખી, સવાર સાંજ પીવાથી જીર્ણજ્વર, (ઝીણો તાવ રહેતો હોય તે) મટે છે.

## ૩૯૦ પિત્તજ્વર, (મેલેરીયા તાવ).

ચાર તોલા ખડસલીયો (પિત્તપાપડો) તેને ખાંડાવી, એક શેર પાણીમાં ઉકાળી, આઠમો ભાગ બાકી રહે ત્યારે ઉતારી, સ્હેજ ગરમ હોય ત્યાંજ રોજ પીવાથી, ગમે તેવો પિત્તજ્વર એટલે કે જેને મેલેરીયા પણ કહે છે તે તાવ મટે છે, આ તાવમાં માત્ર મગનું પાણીજ પીવું, જમવું નહીં. રાત્રે હરડે તોલો ૦। રોજ લેવું. પિત્તનો તાવ એટલે કે પિત્તજ્વર આવે ત્યારે ટાઢ લાગીને આવે છે. ટાઢીઓ તાવ પણ આ તાવને કહે છે.

## ૩૯૧ તાવમાં કફ હોય તો.

એક તોલો કડૂનું ચૂર્ણ અને એક તોલો સાકર મેળવી, તેમાંથી સવાર સાંજ બેઆનીભાર ગરમ પાણી સાથે લેવામાં આવે તો તાવ મટે, કફ હટે, પિત્તવિકાર જાય.

## ૩૯૨ તાવ અને ઉધરસ.

તાવ હોય અને ઉધરસ પણ હોય તો પીપર, પીપરીમૂળ, ઇંદ્રજવ, ખડસલીયો અને સૂંઠ તેને એકએક તોલો લઇ, ખાંડી, કપડે ચાળી, તે ચૂર્ણમાંથી બેઆનીભાર સવારે તથા બેઆની ભાર સાંજે મધમાં મેળવી ચાટવાથી તાવ અને ઉધરસ મટે છે.

## ૩૯૩ કોઈપણ જાતનો તાવ.

ચાર તોલા કરીયાતાને ચોસઠ તોલા, પાણીમાં ઉકાળી, ચોથો ભાગ પાણી બાકી રહે ત્યારે ઉતારી, રોજ દિવસમાં ત્રણ વખત પીવાથી ગમે તેવો તાવ આવ્યો હોય તો ઉતરે છે. જમવામાં માત્ર મગનું પાણી તથા રાત્રે હરડે તોલો ૦। પાણી સાથે લઇ પેટ સાફ કરવું.

## ૩૯૪ તાવ કોઈપણ જાતનો હોય.

૧ કડવા લીંબડાનાં પાન દશ તોલા, હરડાં, બહેડાં, આંબળાં મળી ત્રણ તોલા, સૂંઠ તોલો એક, મરી તોલો એક, પીપર તોલો એક, અજમો તોલા પાંચ, સિંધવ તોલો એક, સંચળ તોલો એક, બીડલુણ તોલો એક, જવખાર તોલા બે આ સર્વનું ચૂર્ણ બનાવી, કપડે ચાળી, રોજ બેઆનીભાર સવારે તથા બેઆનીભાર સાંજે સહેજ ગરમ પાણી સાથે ખાવું, જેથી કોઇપણ જાતનો તાવ, એકાંતરો, ત્રીજે દિવસે આવતો, રોજ આવતો, ચોથે દિવસે આવતો, તાવ ભર્યોજ રહેતો હોય તેવો, ત્રિદોષથી આવેલો, ધાતુઓ સુધી પહોંચેલો, વગેરે વિષમજ્વરો મટે છે. પથ્યમાં મગનાં પાણી ઉપર રહેવું. પાણી પીવું તે ગરમ કરેલું હોય તેને થંડું પાડી પીવું. દિવસના ગરમ કરેલું દિવસે અને રાત્રે ગરમ કરેલું પાણી રાત્રે આપવું. દિવસનું રાત્રે ન આપવું અને રાત્રિનું દિવસે ન આપવું.

## ૩૯૫ તાવ બધી જાતનાનો ઉપાય.

બધી જાતના તાવ, જીર્ણજ્વર તથા ટાઢીયા તાવ ઉપર કરીયાતું, તેનું ચૂર્ણ બેઆનીભાર દિવસના બે વખત સવાર સાંજ પાણી સાથે લેવાથી આરામ થાય છે. તાવ ઉતરી ગયા પછી રહેલ નબળાઇને પણ દૂર કરે છે.

## ૩૯૬ પિત્તજ્વર (મેલેરીયા) માં કફ.

પિત્તજ્વરને ઇંગ્લીશમાં (મેલેરીઆ ફીવર) કહે છે. તેમાં સાથે કફ થયો હોય અથવા પાછળથી થયો હોય તો પિત્તકફજ્વર કહેવાય છે. તેમાં પોણો તોલો કડુ તથા ૦। તોલો સાકર તેને બંન્નેને સાથે સહેજ પાણી સાથે વાટવું અને તેને ગરમ

પાણી સાથે તોલો ૦ા સવારે તથા તોલો ૦ા સાંજે પીવાથી આરામ થાય છે. જમવામાં મગનું પાણી માત્ર લેવું. રાત્રે હરડે તોલો ૦ા પાણી સાથે લેવીજ.

### ૩૯૭ કોઈપણ જાતનો તાવ, તેનો પ્રયોગ.

કાળી તુલસીનાં પાંદડાનો રસ તોલો દોઢ, તેમાં મરી દાણા ચારનું ચૂર્ણ મેળવી, તેના ત્રણ ભાગ કરવા, અને તેને સવાર બપોર સાંજ એકએક ભાગ લેવો, જેથી ગમે તેવો ઝેરી, એકાંતરીયો, ચોથીયો, ત્રીજે દિવસે આવતો અને ભર્યોજ રહેતો વગેરે સર્વે પ્રકારના તાવ મટે છે.

### ૩૯૮ તાવ કોઈપણ જાતનો.

રોજીયા, એકાંતરીયા, તરીયા, ચોથીઆ વગેરે વિષમ-જ્વરમાં લીંબડાની અંતરછાલને કૂટીને તોલો ૦ા લઇ, તેને અડધો શેર પાણીમાં ઉકાળી, ચોથો ભાગ પાણી બાકી રહે ત્યારે ઉતારી, સહેજ ગરમ હોય ત્યાંજ પી જવું. તથા સાંજે તેજ પ્રમાણે બીજી વાર કરી પીવાથી કોઇપણ જાતનો તાવ હોય તો મટે છે.

### ૩૯૯ વિષમજ્વરનો ઈલાજ.

કાળીજીરીને શેકી નાખી, ખંડાવી, ચૂર્ણ કરાવી, તેમાંથી તોલો ૦ા કાળીજીરી તથા તોલો ૦ા ગોળ લઇ, તેમાં મરી દાણા ચારનું ચૂર્ણ મેળવી, ત્રણ ભાગ કરી, સવાર બપોર સાંજ ખાવાથી આરામ થાય છે. રાત્રે સૂતી વખતે હરડે બેઆનીભાર લઇ તેને મધમાં ચાટવું, જેથી વિષમજ્વરનો નાશ થાય છે.

### ૪૦૦ વિષમજ્વર કોને કહેવાય ?

અનિયમિત સમયે આવતો તાવ થંડીના નિયમ વગરનો હોય, તાવનો વેગ ઘણો હોય તે વિષમજ્વર કહેવાય છે, તે

રાત્રિએ અને દિવસે એમ બે વાર આવે છે અને જે રાત્રિ અને દિવસમાં એકજવાર આવે છે તેમજ જે એક દિવસ છોડી બીજે દિવસે આવે છે; જે ત્રીજે દિવસે પણ આવે છે અને ચોથે દિવસ પણ આવે, તે સઘળા વિષમજ્વરો કહેવાય છે.

## ૪૦૧ વિષમજ્વરનો ઉપાય.

સૂંઠ તોલો એક, જીરૂં તોલો એક, તેને ખંડાવી, કપડે ચળાવી, બેઆનીભાર સવાર બપોર સાંજ ગોળ તેમાં બેઆનીભાર મેળવી, કુલ્લે છઆનીભાર દિવસમાં ખાવાથી, વિષમજ્વરો મટે છે, તેની સાથે સૂતી વખતે બેઆનીભાર હરડેનું ચૂર્ણ મધમાં ચાટવાનું ચાલુ રાખવું. જમવામાં મગનું પાણી માત્ર.

## ૪૦૨ તાવ, (જ્વર)વાળાએ કેમ વર્તવું ?

તાવમાં થોડી પણ હરફર કરવાથી નુકસાન થાય છે, માટે દર્દી જ્યાં હોય ત્યાંજ જમાડવો તથા મળમૂત્રનો ત્યાગ પણ ત્યાંજ કરાવવો તે ઉત્તમ છે.

## ૪૦૩ તાવમાં દૂધ લેવું કે નહીં ?

જીર્ણ જ્વર, કફનો ક્ષય, તરસ બહુ લાગતી હોય, શરીરમાં દાહ થતો હોય, તે ઉપર દૂધ અમૃત સમાન છે, પણ નવા આવતાજ તાવમાં દૂધ વિષ સમાન થાય છે. આવતાજ તાવમાં શરૂઆતમાં લાંઘણ કરવી અથવા માત્ર મગનું પાણીજ પીવું યોગ્ય છે.

## ૪૦૪ તાવમાં જમવું યા નહીં ?

તાવમાં તેનું જોર શાન્ત થઇ જાય ત્યારેજ હલકો ખોરાક ખાવો, જોર મટયા શિવાય જમવાથી તાવનો વેગ વધે છે.

## ૪૦૫ માંદગીમાં પાણીનો પ્રયોગ.

તાવમાં, સળેખમમાં, પડખાના દુખાવામાં, શૂળ મારતું હોય તેમાં, ગળામાં થયેલા કફના રોગમાં, પેટ ચડયું હોય, વાયુ અને કફથી થયેલા કોઇપણ વ્યાધિમાં પાણી જે પીવું તે ઉકાળીને ઠંડુ કરેલું પીવું. તથા સવાર સાંજ તે ઉકાળેલું પાણી ગરમજ પીવાથી આરામ થાય છે, અને તંદુરસ્તી જલદી સુધારવામાં મદદ કરે છે.

## ૪૦૬ વાનાં દરદથી દુખાવો.

બીલીનાં પાન બાફી, તેને દુખતા ભાગ પર એરંડિયું લગાડી બાંધી દેવાથી દર્દ મટે છે.

## ૪૦૭ વાયુથી અંગ દુખતું હોય.

માત્ર વાયુથી જેનું અંગ દુખતું હોય તે જગ્યાએથી વાળ કાઢી નાખવા, ત્યારબાદ લાલ ચણોઠીને પાણીની અંદર વાટી, તે જગ્યાએ લેપ કરવાથી વાયુની પીડા જલદી મટે છે. જમવામાં, વાલ, વટાણા, બટેટા, ચોળા વગેરે વાયુકર્તા તેમજ ખટાશ ખાવી નહીં.

## ૪૦૮ વાયુનો કોઈ પણ જાતનો રોગ મટે.

વાયુનો કોઈપણ જાતનો રોગ હોય તો લીલું લસણ ઘીમાં તળીને બેઆનીભાર સવારે તથા બેઆનીભાર સાંજે ખાવાથી વાયુના રોગોને મટાડે છે.

## ૪૦૯ આખા શરીરમાં વાયુનો દુખાવો.

આખા શરીરમાં વાયુ કોપ્યો હોય તો નસો કંપે છે, ગાત્રો ભાંગી જાય છે અને વેદનાયુક્ત સાંધાઓ ફાટી પડતા

હોય તેમ થાય છે, આ રોગ આખા શરીરમાં વાયુ કોપ્યો હોય તો થાય છે. તેમાં તલના તેલની કોઠીમાં અગર મોટા તપેલામાં તેલ ભરી, રોજ બેસવાથી આ ભયંકર રોગ મટે છે. પક્ષાઘાત, અર્ધાંગવાયુ પર પણ આ પ્રયોગ ઉત્તમ છે. આ રીત ન બની શકે તો શરીરે ખૂબ તલનું તેલ લગાડવું તથા ચોળાવવું, તેથી આરામ થાય છે.

## ૪૧૦ કેડના ભાગમાં વાયુ.

કટિ, કેડ, વગેરે નામોથી જાણીતી કેડ, તેમાં વાયુ આવ્યો હોય, દુખાવો થતો હોય, કે પકડાઇ ગઇ હોય ત્યાં એરંડિયું તેલ મસળાવવું, તથા એરંડિયું તેલ તોલો એક રોજ પીવું, જેથી આરામ થાય છે. આ એરંડિયું માત્ર જુલાબ તરીકે નહીં, પણ દવા તરીકે કામ કરે છે. પથ્યમાં વાયડું તેમજ ખટાશવાળું ન ખાવું.

## ૪૧૧ વાયુવિકાર. તેનો ઉપાય.

ગરમાળાનો ગોળ તોલો અડધો, ગળો તોલો અડધો ને અરડૂસો તોલો અડધો, તેને એક શેર પાણીમાં ઉકાળવું. ઉકાળતાં ઢાંકવું નહીં. તેમાંથી શેર ૦। પાણી બાકી રહે ત્યારે નીચે તે ક્વાથ ઉતારી, સહેજ ગરમ હોય તે સમયેજ પીવાથી, વાયુના વિકારથી થયેલા રોગો મટે, તથા લોહીવિકાર મટે છે. પેટ સાફ રાખવું, ખાવું હલકું.

## ૪૧૨ વાઈ કેમ ઓળખશો?

પંદર દિવસે, બાર દિવસે, અથવા એક માસમાં કોપ પામેલા મળ વાઇ લાવે છે. પંદર દિવસે આવતી હોય તો પિત્તનું જોર સમજવું, બાર દિવસે આવે તો વાયુનું જોર સમજવું, અને એક

માસે આવતી હોય તો કફનું જોર સમજવું. આ રોગમાં શતાવરી ચૂર્ણ રોજ બેઆનીભાર સવારે તથા બેઆનીભાર સાંજે દૂધની સાથે મેળવીને પીવાનું ચાલુ રાખવાથી વાઇનો રોગ મટે છે, દસ્ત સાફ માટે રોજ જુલાબ લેવો. ગરમાળાનો ગોળ, હરડે ચૂર્ણ વગેરે જુલાબો માફક આવશે, અજીર્ણ થવા ન દેવું, વાયડું ન ખાવું.

## ૪૧૩ વાઈનાં લક્ષણો.

વાઇવાળાના પગ ફરકવા લાગે, વખતોવખત પડી જાય, વિચિત્ર સ્વરથી રડવા લાગે કે ચીસ નાખે, આંખો ફુલે, આંખો અને ભ્રમર વાંકી થઇ જાય, મુખમાંથી ફીણ નીકળે તથા કંપે, માથું અફાળે, દાંત કરડે, પોતાના શરીરને ખરાબ રીતે ફેંકી દે, તણાઇ જાય, આંગળીઓ વાંકી વળી જાય, તેની આંખ, ચામડી, નખ અને મુખ સૂકું પડી જાય છે, કદાચ કાળું પણ પડી જાય છે, રાતું થાય તથા તેનું મુખ ઘણું વિરૂપ થાય છે, રોગીને ઘણાં વિચિત્ર સ્વપ્ન આવે. ગાન અને નૃત્ય પણ સ્વપ્નમાં તે દેખે છે. ઉપરનાં બધાં અથવા થોડાં પણ લક્ષણો જે થાય તે વાઇ કહેવાય છે.

## ૪૧૪ વાઈ માટે પ્રયોગ.

બ્રાહ્મીનો રસ કાઢી, તેને સવારે તોલો એક તથા સાંજે તોલો અડધો, રોજ મધ તોલો ૦। નાખી પીવાથી વાઇનો રોગ જલદી મટે છે.

## ૪૧૫ વાઇનો ઈલાજ.

જેઠીમધને સફેદ કોળાના રસમાં વાટી, તોલો અડધો સવારે તથા તોલો અડધો સાંજે રોજ પીવાથી વાઇનો રોગ જલદી મટે છે.

## ૪૧૬ વાઇનો ઉપાય.

ઘોડાવજનું ચૂર્ણ કરી, કપડે ચાળી, બેઆનીભાર સવારે અને બેઆનીભાર સાંજે મધમાં મેળવી ચાટવાથી અને દૂધ ભાત ઉપરજ રહેવાથી લાંબાકાળની આવતી મહા ઘોર વાઇ પણ મટે છે.

## ૪૧૭ વાઈ માટે પ્રયોગ.

લસણની કળી પાંચ, તલના તેલની સાથે વાટી, તેને જમવા સાથે ખાવાથી વાઇ મટે છે.

## ૪૧૮ વાઈ માટે ઔષધ.

શતાવરી તોલો ૦। લઇ, તેનું ચૂર્ણ બનાવી, દૂધ શેર ૦। માં નાખી, રોજ સવાર સાંજ બે વખત પીવાથી વાઇનો રોગ મટે છે.

## ૪૧૯ વાઈના રોગની દવા.

વજ, કઠ અને શંખાવળી મળી તોલા ચાર એટલે કે વજ તોલો સવા, કઠ તોલો સવા અને સફેદ ફુલની શંખાવળી તોલો દોઢ, એ પ્રમાણે લઇ, સોળ તોલા બ્રાહ્મીના રસમાં વાટી, તેમાં સોળ તોલા ગાયનું ઘી નાખી પકાવવું, ઘી જૂનું મળે તો ઉત્તમ. આ ઔષધ સવાર સાંજ અડધો અડધો તોલો લેવાથી વાઇના રોગો તેમજ ગાંડપણુ (ઉન્માદ રોગ) પણ મટે છે.

## ૪૨૦ વાઈ આવી ગયા પછી.

વાઇવાળા રોગીને વાઇ આવી ગયા પછી જ્યારે સ્વસ્થ થાય ત્યારે તેને એમ ન કહેવું કે તેં આવું આવું કર્યું હતું; પણ એના કલેશ પામેલા ચિત્તને આનંદ આપવા માટે તેને પસંદ પડે તેવી વાતો કરી, આનંદ આપવો, જેથી ફાયદો થાય છે.

## ૪૨૧ વાતરક્ત માટે.

લોહી બગડીને નીચે જઇ, બન્ને પગોમાં એકઠું થાય છે, એ લોહી બગડેલા વાયુ સાથે મળે છે, તેમાં વાયુની પ્રબળતા હોવાથી તે રોગ વાતરક્ત કહેવાય છે. તેમાં શરીરે પરસેવો બહુ થાય છે, કે બિલકુલ થતો નથી, સ્પર્શનું અજ્ઞાન, સાંધા ઢીલા થવા અને વધી ગયું હોય તો લાલ ચકરડાં થાય છે. ગોઠણુ, પીંડી, સાથળ, કમ્મર, ખભા, હાથ, પગ અને અંગોના સાંધાઓમાં ભોંકાયા જેવી પીડા થાય, અંગ ફરકે, મેદ વધે, શરીર ભારે લાગે, ગ્લાનિ થાય, મળ અને સાંધાઓમાં વ્યથા થાય, વારંવાર બળતરા થઇને મટે છે, શરીરની કાન્તિ ઝાંખી પડે છે. આ રોગમાં ઔષધ લીંડીપીપરનું ચૂર્ણ બેઆનીભાર અને ગોળ બેઆનીભાર, તેને મેળવી, ગોળી કરી, સવાર સાંજ ખાવાથી વાતરક્ત મટે છે. બીજો પ્રયોગ એ છે કે ગોળ તોલો ૦ા તથા ઘી તોલો ૦ા લઇ, તેને એકસાથે ખૂબ મસળી મેળવવું, અને તે રોજ સવારમાં ખાવાથી વાતરક્તનો રોગ મટે છે. ત્રીજો પ્રયોગ એ છે કે હરડેનું ચૂર્ણ બેઆનીભાર અને તેટલોજ ગોળ બેઆનીભાર લઇ, મેળવી, તે પ્રમાણે સવાર સાંજ ખાવાથી પણ વાતરક્ત મટે છે.

## ૪૨૨ વાતરક્તનો પ્રયોગ.

હરડે ચૂર્ણ તોલો ૦ા તથા ગોળ તોલો ૦ા, તેને મેળવી, ગોળી કરી, બે ભાગ કરી, સવાર સાંજ ખાવાથી અને લીંબડાની ગળોનો રસ સવારે અડધો તોલો તથા તોલો અડધો સાંજે તેની ઉપર પીવાથી વાતરક્ત મટે છે.

## ૪૨૩ વાતરક્તનો ઉપાય.

અશ્વગંધાનું ચૂર્ણ અને તલ સફેદ, બન્ને સરખે વજને લઇ, વાટી, લેપ શરીરે કરવાથી કફથી થયેલ વાતરક્ત મટે છે,

તલને શેકી, વાટી, દૂધમાં ઉકાળીને શરીરે લેપ કરવાથી આરામ થાય છે, અળશીને દૂધમાં વાટીને શરીરે લેપ કરવાથી ફાયદો થાય છે, અથવા એરંડીને વાટી તેનો લેપ કરવો ગુણકારી છે. બકરીના દૂધ કે ઘીમાં ઘઉંનો લોટ કાલવીને લેપ કરવો વાતરક્તમાં હિતકારી છે. વાતરક્તવાળાએ સાધારણ જુલાબ લઈ, કોઠો સાફ કરવો, વાતરક્તવાળાએ દિવસે સુવું નહીં, તડકો લેવો નહીં, કસરત કરવી નહીં, કડવી લાગે તેવી ચીજો ખાવી નહીં, ગરમ પડે તેવા તેમજ ભારે પદાર્થો ન ખાવા, શરદી કરનારા ન ખાવા, બ્રહ્મચર્ય પાળવું, ખારો રસ એટલે કે મીઠું ખાવાનું બંધ કરવું અને ખાટો રસ એટલાનો ત્યાગ કરવો.

## ૪૨૪ આમવાત માટે ઈલાજ.

એક તોલો સૂંઠ, એક તોલો લીંબડાની ગળોનો રસ અને એક તોલો ધાણા, તે લઇ, અધકચરાં ખંડાવવાં, અને એક શેર પાણીમાં તેને ઉકાળવાં, ઉકાળતાં ૦ા શેર પાણી બાકી રહે ત્યારે ઉતારી, સહેજ ગરમ હોય ત્યાંજ, સવારના પી જવાથી આમવાતનો રોગ મટે છે.

## ૪૨૫ આમવાતનાં લક્ષણો.

શરીર ઘણું કળે છે કે દુખે છે, અન્ન પર અભાવ થાય છે, તૃષા લાગે છે, આળસ આવે, અંગ ભારે થાય, તાવ પણ આવે, અન્ન પચતું નથી અને શરીર પર સોજાના જેવી થોથર ચઢે છે, આ લક્ષણો થતાં આમવાત થયો જાણવો.

## ૪૨૬ આમવાત માટે પ્રયોગ.

સર્વ રોગોમાં અત્યંત દુષ્ટ એવો આમવાત થાય ત્યારે હાથ, પગ, માથું, ઘુંટી, ગોઠણ, સાથળ અને સાંધાઓમાં પીડાકારક

સોજો આવે છે, જે ભાગમાં એ જાય ત્યાં વીંછીંના ચટકા જેવી પીડા કરે છે, જઠરાગ્નિ મંદ પડે છે, મૂખમાં થૂંક આવ્યા કરે છે, અરુચિ તથા શરીરમાં ભારેપણું લાગે છે, ઉત્સાહ જતો રહે છે, મૂત્ર વધારે આવે છે. દાહ પણ થાય, પેટ કઠણ થાય છે, શૂળ નીકળે છે, નિદ્રા જતી રહે છે, તરસ લાગે છે, છાતી ઝલાય છે, કદાચ ઉલટી પણ થાય, દસ્ત બંધ થઇ જાય છે, જડતા આવે અને બીજાં પણ દુઃખો ઉભાં થાય છે. ઉપરના ઉપદ્રવો સઘળા હોય અગર થોડા પણ હોય છે, તેમાં હરડે તોલો એક, સૂંઠ તોલો એક અને અજમા તોલો એક, એ પ્રમાણે સરખે વજને લઇને ખંડાવી, કપડે ચળાવી, ચૂર્ણ બનાવી, તેમાંથી એકએક-આનીભાર દિવસના ત્રણ વખત, સવાર બપોર સાંજ ગરમ પાણી સાથે પીવાથી આમવાત મટે છે, સોજો મટે છે, જઠરાગ્નિ સુધરે, ઉધરસ હોય તો મટે, છાતીની પીડા, ગળું બેસી ગયું હોય તે તથા અરુચિ મટાડી આરામ કરે છે.

## ૪૨૭ આમવાતનો ઈલાજ.

ગળો અને સૂંઠ બન્ને ઔષધો સરખે વજને લઇ, ચૂર્ણ કરાવી, વાટી, લઢી તેને ગરમ પાણી સાથે બેબેઆનીભાર, સવાર સાંજ લેવાથી આમવાતનો રોગ મટે છે.

## ૪૨૮ આમવાત પર ઔષધ.

સિંધવમીઠું તોલા બે, અજમોદ તોલા ત્રણ, હરડે તોલા ચાર, અજમા તોલા બે, સૂંઠ તોલા ચાર, તેને ખંડાવી, કપડે ચળાવી, બારીક ચૂર્ણ બનાવવું, અને બેઆનીભાર સવારે તથા બેઆનીભાર સાંજે ગરમ પાણી સાથે લેવું, જેથી આમવાત, પેટનો વાયુ, છાતીના રોગો, મૂત્રાશય તથા બરલના રોગો, શરીરમાં

ગાંઠો થઇ હોય, શૂળ નીકળતું હોય, પેડુનો આફરો, હરસ, દસ્તનું બંધ થઇ જવું, જઠરના રોગો, કમ્મર તથા મૂત્ર સંબંધી રોગોનો નાશ થાય છે. વાયુને યોગ્ય મારગે લાવે છે.

## ૪૨૯ આમવાતવાળાએ શું ન ખાવું ?

આમવાતવાળાએ દહીં ન ખાવું જોઇએ, દૂધ ન પીવું, અડદની બનાવટ ન ખાવી, તેમજ શરદી કરનારાં ભારે અન્ન ન ખાવાં. જે ચીજમાં ચીકાસ હોય તે પદાર્થો ખાવા ન જોઇએ, તોજ ફાયદો થાય છે.

## ૪૩૦ મેદ કેમ વધે છે ?

કસરત નહીં કરવાથી, દિવસે સુવાથી, કફ કરનારાં ભોજનથી, ગળપણવાળું જમવાથી, ગળપણવાળા રસો ખાવાથી અને ઘીના અતિ સેવનથી મેદ થાય છે, માર્ગો રોકાઇ જાય છે અને ધાતુ-ઓને પોષણ નહીં મળવાથી મેદ વધતો જાય છે તેથી કામ કરવાની અશક્તિ આવે છે. ચાલતાં થાકી જવાય, શ્વાસ ચડી આવે, તરસ વધારે લાગે, શરીરમાં પીડા થાય, સ્વપ્નાં આવે, ગ્લાનિ થાય, શરીરે પરસેવો થયા કરે, શરીર દુર્ગંધ મારે, શકિત ઘટી જાય, પેટ મોટું થાય, સ્ત્રી પ્રસંગમાં પણ શકિત ઓછી થઈ જાય, અને ભૂખ ઘણી લાગે છે. આ રીતે ચરબી વધતી જાય, બીજા માર્ગો ચરબીથી પુરાઇ જવાથી ખાસ કરીને કોઠામાં ફરતો વાયુ જઠરાગ્નિને વધારે છે, અને આહારનું શોષણ કરે છે. જેથી પાચન જલદી થઇ ભૂખ લાગ્યા કરે છે, અને થોડો સમય ગયા પછી શરીરમાં વાયુ અને અગ્નિ બે મળીને વિકારો ઉત્પન્ન કરે છે, ચરબી વધી જવાથી માણસના કુલા, પેટ અને સ્તનો વધી જવાથી હાલ્યા કરે તેવા થઇ જાય છે. અને પરશેવો વાસ મારતો આવે છે.

## ૪૩૧ મેદ કે ચરબી કેમ ઘટે ?

જુના ચોખા ખાવા, મગ, કળથી કોદરા, જવ, શામો વગેરે વારા ફરતી દરેક ચીજો ખાવાનો મહાવરો રાખવો, સાવ પચી ગયા પછીજ ભોજન કરવું એ નિયમ રાખવો. ઉપવાસો વખતો વખત કરવાથી ફાયદો થાય છે, ચાલવાનું વધારે રાખવું, મધ ખાવું, રાત્રીના ઉજાગરા વખતોવખત કરવા, કસરત કરવી, ચિન્તા કંઇપણ મગજમાં રાખવી, અણગમતા બિછાના પર સુવું, આ પ્રયોગો જાડાપણું મટાડનારા, મેદચરબી ઘટાડનારા છે.

## ૪૩૨ શરીર ઘટાડવાથી નુકસાન.

શરીર વધી ગયું હોય તો તેને ઘટાડવાનાં ઉપાયો સખ્ત કરવાથી શરીરને હાની પહોંચે છે શરીર ગમે તેટલું વધારે હોય તે નુકશાન કરતુંજ નથી માત્ર શરીરને કેળવ્યા સિવાયનું રાખવાથી વધેલું શરીર નુકશાન કરે છે. માટે જેમ બને તેમ વધારે વ્યાયામ (કસરત) નો અભ્યાસ રાખવો એ ચરબી વધેલાને પણ તંદુરસ્ત રાખે છે.

## ૪૩૩ મેદથી થતા ઉપદ્રવો મટે.

હરડાં, બહેડાં, આંબળાં, સૂંઠ, મરી, પીપર, મોથ અને વાવડીંગ તે સઘળાં એકએક તોલો લઇ, ખંડાવી, કપડે ચાળી, ચૂર્ણ કરાવવું, પછી તેમાં તે સઘળાં ચૂર્ણ જેટલો ગુગળ બારીક કરી મેળવવો, તેને પાણી સાથે સવારે બેઆનીભાર તથા સાંજે બેઆનીભાર ખાવાથી મેદથી થયેલા સઘળા રોગો મટે છે.

## ૪૩૪ અતિ જાડાપણું.

હરડાં, બહેડાં, આંબળાં તેને સરખે વજને લઇ, ખાંડી; કપડે ચાળી, તેનું ચૂર્ણ બેઆનીભાર સવારે તથા બેઆનીભાર

સાંજે મધમાં મેળવીને ચાટવાથી અત્યંત જાડાપણું મટે છે, આ ઔષધ બે માસ સુધી ખાવુંજ જોઇએ તો ફાયદો થાય.

## ૪૩૫ જાડાપણું ઘટાડવાનો પ્રયોગ.

હરડાં, બહેડાં, આંબળાં, સૂંઠ, પીપર, મરી, સિંધવ તે સઘળાં ઔષધો સરખે વજને તોલો એકએક લઇ, ખાંડી, કપડે ચાળી, તેનું ચૂર્ણ બેઆનીભાર સવારે તથા બેઆનીભાર સાંજે લઇ, તેમાં તલનું ચોકખું તેલ લઇ ચાટી શકાય તેટલું મેળવવું અને તે રોજ ચાટવું, એ રીતે છ માસ સુધી ખાવાથી ચરબી ઓછી થાય છે.

## ૪૩૬ મેદ વધતો અટકે.

મેદ, ચરબી, જાડાપણું વધતું જતું હોય તેણે ગળો બે તોલા, હરડાં બે તોલા, બહેડાં બે તોલા, આંબળાં બે તોલા તે પ્રમાણે લઇ, એક શેર પાણીમાં ઉકાળવાં, ઉકાળતાં ૦ા શેર પાણી બાકી રહે ત્યારે નીચે ઉતારી સહેજ ગરમ હોય ત્યાંજ લોહભસ્મ વાલ એક તેમાં નાખી, હલાવી, રોજ પીવું, જેથી મેદનું વધવું અટકશે.

## ૪૩૭ જાડા, પાતળા થાય.

એલચી તોલા બે, વાવડીંગ તોલા ત્રણ, ઇંદ્રજવ ચાર તોલા, પાંચ તોલા બહેડાં, છ તોલા હરડે, આંબળાં સુક્કાં તોલા સાત, તે સઘળાંને ખાંડી, કપડે ચાળી, તેમાં ગુગળ તોલા આઠ મેળવવો, પછી તેમાંથી રોજ બેઆનીભાર લઇ, લીંબડાની ગળોનો રસ તોલો એક મેળવી, તેમાં મધ તોલો ૦ા મેળવી, સવાર સાંજ ખાવાથી ચરબી ઘટી, જાડાપણું મટે છે.

## ૪૩૮ મેદ વધ્યો હોય તેનો ઈલાજ.

લીંબડાની ગળો તેને છુંદી કરેલો રસ તોલો ૦ા તથા હળદર તોલો ૦ા મેળવી, સાકર તોલો ૦ા ભેળવવી અને પછી તેને સવારે લેવાથી મેદ વધતો અટકશે. ખાવામાં, આદુ, નાળિએર ખજૂર, ખાંડ, ચોળા, ગુવાર અને થંડુ ન ખાવું.

## ૪૩૯ અળાઈ તથા ઘામ માટે પ્રયોગ.

ડોલરનાં પાન, કાળોવાળો, અને નાગકેશર દરેક સરખે વજને લઈ, પાણીમાં વાટી, તેનો શરીરે લેપ કરવાથી ઘામ તથા અળાઇના ઉપદ્રવોથી થતો ત્રાસ મટે છે અને આરામ આપે છે.

## ૪૪૦ અળાઈ પર પ્રયોગ.

અતિ ગરમી પડવાથી શરીરમાં અળાઇ થઇ આવે છે તે સર્વ કોઇ જાણે છે, તેમાં ચળ ઉપડે છે, અને ખંજવાળવાથી બળે પણ છે. તેની ઉપર સુખડ ઘસીને લેપ કરવાથી શાંતિ થાય છે.

## ૪૪૧ પરશેવો વળી વાસ મારે ત્યારે.

બીલીપત્ર, સુગંધીવાળો, કાળોવાળો, કાળોઅગરૂ અને ચંદનને સરખે વજને લઇ, વાટી, શરીરે રોજ ચોપડવાથી શરીર વાસ મારતું મટશે.

## ૪૪૨ શરીરમાં લાંબાકાળની દુર્ગંધ.

હળદરને દૂધમાં વાટી, શરીરે ચોળી, અડધો કલાક રાખી, પછી સ્વચ્છ પાણીએ રોજ નાવાથી લાંબા વખતની દુર્ગંધ શરીરમાં હોય તો પણ મટે.

## ૪૪૩ શરીરની દુર્ગંધ.

જાંબુનાં પાનને પાણી સાથે વાટી, શરીરે લેપ રોજ કરી, સુકાય એટલે પછી નાઇ નાખવું, જેથી શરીરની દુર્ગંધ મટે છે.

## ૪૪૪ જેને પરશેવો વળ્યા કરતો હોય.

શેકેલી કળથી વાટીને ખરડ રોજ કરી નાવાથી પરશેવો ખૂબ વળતો હોય તેને ગુણ કરે છે.

## ૪૪૫ કાખની દુર્ગંધ.

બીલીપત્ર અને હરડેને સમ ભાગે લઇ, વાટીને કાખમાં લેપ કરવો. સુકાય એટલે તે લેપ ધોઇ નાખવો, એ રીતે રોજ કરવાથી કાખની દુર્ગંધ મટે છે.

## ૪૪૬ અતિ પરસેવો વળતો હોય.

જ્ઞાનતંતુની નબળાઇને અંગે શરીરે પસીનો વધારે વળે છે, તેમાં નાગકેશરનું ચૂર્ણ બેઆનીભાર સવારે તથા બેઆનીભાર સાંજે રોજ પાણીમાં લેવાથી ફાયદો થાય છે.

## ૪૪૭ બગડેલું લોહી કેમ ઓળખશો?

જેનું લોહી બગડયું હોય તેને શરીરમાં વેદના થાય, શરીર થાકી ગયા જેવું લાગે, બળતરા થાય, રાતાં ધ્રાંમઠાં શરીરે નીકળે, સોજો થાય અને શરીરે ફોડલીઓ પણ થાય.

## ૪૪૮ લોહીવિકાર માટે પ્રયોગ.

હળદર તોલા બે, સૂંઠ તોલો એક, ઘીમાં તળેલો બાવળનો ગુંદ તોલો અડધો, ચીનાઇ સાકર તોલા ચાર, એ સર્વને ખંડાવી, ચૂર્ણ કરાવી, ઘી તોલો એક તેમાં નાખી, હલાવી મેળવવું. પછી તેને કલઇવાળા સ્વચ્છ વાસણમાં ભરી, સુપ્ર

બંધ કરી, ઘરમાં અનાજની કોઠી હોય તેમાં ચૌદ દિવસ સુધી દાટી રાખવું, ત્યારપછી બેઆનીભાર રોજ સવારના ખાવું, જેથી લોહીવિકાર મટે, વાયુથી અકડાઇ ગયેલાંને અને આંખનાં દરદીને પણ આ ઔષધ ફાયદો કરે છે. આ રોગ ઉપર ખાટું, ખારૂં, તીખું ને તેલવાળું વગેરે ન ખાવું. આ ઔષધ મહા મહિનામાં ખાવાથી વિશેષ ફાયદો કરે છે.

## ૪૪૯ ચામડીના રોગો ઉપર પ્રયોગ.

લીંબડાનાં પાનને પાણીમાં ઉકાળીને, તે પાણીથી નાવાથી, ખસ, ખરજવું, દાદર, તથા કૃમીથી ચળ આવતી હોય તો મટે છે. ચામડી ગમે તેવી સૂકી અને ખરબચડી થઇ ગઇ હોય અને તે ઉપર હાથ ફેરવવાથી ફોતરાંની માફક ઉખડતી હોય તથા બેહદ ચળ આવતી હોય તો લીંબડાનાં પાણીએ દિવસના બે વખત, સવાર સાંજ નાવાથી શરીર સાફ અને લીસું થાય છે.

## ૪૫૦ શરીર પરના ડાઘ જાય.

જાંબુડીનાં પાંદડાં, આંબાનાં પાંદડાં, દહીંનું પાણી, હળદર, દારૂહળદર અને નવો ગોળ એ સઘળાંને સરખે વજને લઇ, તેને વાટી નાખવાં, અને શરીર પર જ્યાં ડાઘ હોય, કાળાશ હોય ત્યાં લેપ કરવો, લેપ સુકાઇ જાય ત્યારે નાઇ લેવું. આ રીતે થોડા દિવસ ચાલુ રાખવાથી ડાઘ, કાળાશ વગેરે મટે છે અને ચામડી એકસરખી થઇ જાય છે.

## ૪૫૧ ચળ, લુખસ, ખુજલી મટે.

કાળીદ્રાક્ષ બેઆનીભાર તથા હરડે (ઠળીયા કાઢેલ) દળનું ચૂર્ણ બેઆનીભાર એ બેને વાટી, લસોટી, ગોળી બનાવીને સવારના રોજ લેવી, જેથી રક્તપિત્ત, ખરજ, ખુજલી, ચળ,

લુખસ, ગોળો, તથા પિત્તવિકાર મટે છે. જુના તાવમાં પણ ફાયદો કરે છે. તેમજ દ્રાક્ષકાળી બેઆનીભાર અને હરડે ૦ા તોલો બન્નેને વાટી, મેળવી, ગોળી બનાવી સવારે લેવામાં આવે તો ઝાડો ન આવતો હોય તો આવે, અરુચિ થતી હોય તો મટે, અને કબજીયાત પણ મટે છે.

## ૪૫૨ શરીર પર કાળાં ચકરડાં.

જાયફળને બારીક વાટી, સહેજ પાણી સાથે મેળવી, તેનો લેપ કોઇપણ જગ્યાએ થયેલાં કાળાં ચકરડાં પર કરવાથી મટે છે.

## ૪૫૩ દાદર થઈ હોય તો.

કાળીજીરી પાણી સાથે વાટી લગાડવી અને લીંબડાનાં પાનને પાણીમાં ઉકાળી તે પાણીથી દાદરવાળી જગ્યા રોજ ધોવી અને શરીર સ્વચ્છ રાખવું.

## ૪૫૪ ખસ મટે.

સિંદુર તોલા બે, વાટેલું જીરૂં તોલા ચાર, તેમાં સરસીયું તોલા બત્રીસ નાખી, તેને પકાવવું અને પછી તે તેલ થંડું પડયા પછી લગાડવાથી ખસ મટે છે.

## ૪૫૫ ખરજવાનાં ચાંદાં રૂઝાય.

જ્યારે ખરજવામાં ઘારાં પડયા હોય, ખરજવું વધતું જતું હોય, બળતરા થતી હોય ત્યારે હીરાદખણનો ભૂકો તે ઉપર ભભરાવવાથી અથવા સુખડની સાથે ઘસી ચોપડવાથી બળતરા શાન્ત થાય તથા ખરજવું રૂઝાય છે.

## ૪૫૬ ખરજવાનો પ્રયોગ.

ડાંડલીયાથોરની સૂકી ડાંડલીઓ લઇ, તેને ગંધક આસપાસ મુકી, બાળી નાખવી, અને તેને એરંડિયા તેલમાં મેળવી ખરજવા પર લગાડવાથી તે મટે છે.

## ૪૫૭ કોઢ ઉપર ઇલાજ.

અતિભયંકર કોઢથી જેનું અંગ ઘેરાઈ ગયું હોય તેણે કાળાતલનું ચૂર્ણ એકઆનીભાર તથા એકઆનીભાર બાવચીનું ચૂર્ણ, તેને મેળવી, રોજ દિવસના બે વખત, સવાર સાંજ સેવન કરવું અને બાવચી દૂધમાં વાટી કોઢ ઉપર લગાડવી. આ રીતે એક વર્ષ સુધી પ્રયોગ ચાલુ રાખવો. જેથી શરીર નિરોગી થઇ, કાન્તિ વધશે, આરામ થશે.

## ૪૫૮ કોઢ માટેનો ઈલાજ.

હળદર અને આંબળાં દરેક તોલો ૦၊ (બન્ને તોલો અડધો) લઈ, સવાર સાંજ ગૌમૂત્ર તોલો ૦၊ સાથે મેળવી, રોજ પીવાથી કોઇપણ જાતનો કોઢ મટે છે. આ પ્રયોગ લાંબો સમય ચાલુ રાખવો જોઈએ.

## ૪૫૯ સફેદ કોઢની દવા.

માત્ર એકલી બાવચી ગૌમૂત્રની અંદર અથવા દૂધની અંદર વાટી લગાડવાથી તથા એકઆનીભાર બાવચીનું ચૂર્ણ રોજ પાણી સાથે ખાવાથી સફેદ કોઢ નાશ પામે છે.

## ૪૬૦ હાથે ને પગે થતો દાહ.

હાથપગમાં બળતરા બળતી હોય તો હજાર પાણીએ ઘીને ધોઇ, તેની સાથે નાગકેશર અડધો ભાગ મેળવી લગાડવાથી બળતરા શાન્ત થઇ આરામ કરે છે.

## ૪૬૧ હાથપગની બળતરા થાય ત્યારે.

હાથે ને પગે થતી બળતરામાં મેંદીનાં પાન વાટીને લગાડવાથી આરામ થાય.

## ૪૬૨ પગમાં થતી બળતરામાં.

પગ ઉપર માખણ ચોપડીને અગ્નિથી શેકવાથી ગમે તેવી પગમાં થતી બળતરા મટે છે.

## ૪૬૩ આખા શરીરે બળતરા ઉપડે ત્યારે.

કમળ અને સાકર સરખે વજને પાણી સાથે વાટી, લઢી, તે પાણી તૃપ્તિ થાય તેટલું પીવું. સાકર અને દૂધ પીવાથી પણ ફાયદો થાય, અથવા શેરડીનો કંઇપણ ભેળ વગરનો સ્વચ્છ રસ, દાહ, બળતરાવાળાને પાવો.

## ૪૬૪ શરીરમાં દાહ થાય ત્યારે.

કમળપત્ર અને કેળનાં પાનની પથારીમાં સુવું, સુખડનું પાણી કરી તેની ઝણ ઉડે એવા પંખાથી પવન ખાવો, અને બારીઓમાં વાળાની ટટ્ટી નાખી, તેના પર પાણી છાંટયા કરવું, અને તે પવન આવે તેમ બિછાનું રાખવું.

## ૪૬૫ કાંટો વાગેલ હોય ત્યારે.

કાંટો વાગેલ હોય અને અંદર ભરાઇ રહ્યો હોય તો તેની ઉપર આંબલીનાં પાન, અડદ અને તીખાં સરખે વજને લઈ, પાણીમાં વાટી, જાડું તેની ઉપર લગાડી દેવું, જેથી કાંટો નીકળી જઈ આરામ થશે.

## ૪૬૬ પગમાં ચીરા પડવા.

પગ ફાટીને ચીરા પડતા હોય તો તે જગ્યાએ મેંદીને પાણી સાથે વાટી લેપ કરવો, કોકમનું ઘી ઘસવું, ખેરનું ઘી લગાડવું. જેથી આરામ થાય છે.

## ૪૬૭ હાથપગમાં છિદ્રો પડવાં.

મેંદીનાં પાનને વાટી, તેનો લેપ હાથપગમાં જ્યાં છિદ્રો પડયાં હોય ત્યાં કરવાથી તે રોગ મટે છે અને આરામ થાય છે.

## ૪૬૮ ખરજ તથા ચળ આવવી.

કોઇપણ જાતના ચામડીના રોગોથી અથવા ગરમીથી ચળ અથવા ખરજ આવે છે ત્યારે પાણીમાં સુગંધીવાળો નાખીને તે પાણીએ નાવું, સોનામખી બેઆનીભાર લઇ, તેનું ચૂર્ણ કરી, જુલાબ લેવો. જમવા સાથે શાકમાં તાંજલજાનીભાજી લેવી, કડવાલીંબડાનાં પાન પાણીમાં ઉકાળી તે પાણીએ નાવું, ધમાસાને ઉકાળી તેના પાણીએ પણ નવાય છે. આંબળાનો મુરબ્બો રોજ તોલો એક ખાવો, જેથી આરામ થાય.

## ૪૬૯ ગુંમડું પાકીને ફૂટે.

સાજીખાર અને જવખાર બન્ને સરખે વજને લઇ, પાણીમાં વાટી, તેની લુબ્દી કરી, પાકતાં ગુમડા ઉપર લગાડવાથી તે જલદી ફૂટે છે.

## ૪૭૦ ગુમડું ન પાકતું હોય તો.

ગુમડું થયું હોય અને પાકતું ન હોય તો કબુતરની હગાર (ચરક) લાવી, તે અને ઘઉંનો લોટ દૂધમાં પકાવી, કપડાની બેવડમાં તે ગુમડા પર બાંધી દેવું. ઉપર શેક કરવાથી ગુમડું પાકીને ફૂટી જશે.

## ૪૭૧ ગુમડાની બળતરા તથા શૂળ મટે.

જવનું ચૂર્ણ અને જેઠીમધનું ચૂર્ણ, ચોકખું ઘી તથા તલનું ચોકખું તેલ દરેક સરખે વજને લઇ, મેળવીને ઘૂંટીને ગુમડા પર લેપ કરવાથી દાહ તથા શૂળની પીડા મટે છે.

## ૪૭૨ ગુંમડું પકાવવું હોય ત્યારે.

ગુમડું પકાવી રસી કાઢી નાખવી હોય તો કાંદો બાફી, છુંદી, કપડાની એવડમાં લઇ બાંધવાથી અને ઉપર શેક કરવાથી તે પાકી ફૂટી જાય છે.

## ૪૭૩ ગુમડું ફૂટી ગયા પછી પડેલું ઘારૂં.

કડવાલીંબડાનાં પાંદડાં, દારૂહળદર, જેઠીમધ અને તલ, એ ચારે ઔષધોને સરખે વજને ભેગાં કરી, સારી રીતે વાટી, લઢી, પછી તેને ઘી તથા મધ તેટલાજ વજનથી લઇ, તેની અંદર મેળવવું અને લગાડવું. જેથી ફૂટી ગયેલા ગુમડાંથી પડેલું ઘારૂં રૂઝાય છે.

## ૪૭૪ ઘારાંની પીડા મટે.

કડવા લીંબડાનાં પાન તોલો અડધો, વજ તોલો અડધો, હીંગ તોલો અડધો, ઘી તોલો અડધો, સિંધવ તોલો અડધો, સરસવ તોલો અડધો, તેને ખાંડી, ચૂર્ણ કરી, ઘી સાથે મેળવવું અને અગ્નિ ઉપર નાખીને ધુંવાડી કરવી અને જ્યાં ઘારૂં પડયું હોય તે જગ્યાએ આપવી, જેથી સૂકાપણું, જંતુઓ પડ્યાં હોય, ચળ આવતી હોય તથા પીડા થતી હોય તે મટે છે. ઘારાંના રોગમાં ખટાશ ખાવાથી નુકશાન થાય છે, માટે ખાવી નહીં; તો આરામ થાય છે.

## ૪૭૫ ઘારૂં પડયું હોય અને જીવડા થયા હોય.

લીંબડાનાં પાન તથા હીંગ સમભાગે લઇ, વાટી, તેનો લેપ જે જગ્યાએ જીવ થયા હોય ત્યાં રોજ કરવાથી કીડા નાશ પામે છે અને ઘારૂં રૂઝાય છે.

## ૪૭૬ ગુમડામાંથી પરૂ નીકળી ગયા પછી.

ગુમડામાંથી પરૂ નીકળી ગયા પછી જે ઘારૂં રહે છે તેને રોજ સાફ કરવું ને કડવા લીંબડાનાં પાનને સારી રીતે ઉકાળી તે પાણીથી ધોવું.

## ૪૭૭ ઘારૂં રૂઝાવવા માટે.

કાળી તુલસીજીને ખૂબ વાટી, બારીક કરી, તેની ઉપર લગાડવાથી ઉંડો જખમ કે ઘારૂં પણ રૂઝાય છે.

## ૪૭૮ ઘારાં માટે ઈલાજ.

જે ઘારૂં માંસના જથ્થામાં થવાથી અને તેમાંથી સડી ગયેલું માંસ નીકળી ગયા છતાં પણ રૂઝાતું નથી, તેની ઉપર સફેદ તલને વાટી, તેમાં લગાડી શકાય તેટલું મધ નાખી તે લગાડવું, જેથી તેમાં રૂઝ લાવી આરામ કરે છે.

## ૪૭૯ ભરનીંગળ ગુમડું તથા ભગંદર.

વાવડીંગનો ગર્ભ, હરડાં, બહેડાં, આબળાં એકએક તોલો (દરેક સરખે વજને) લેવાં, તથા પીપર બે ભાગ લેવી, તેનું ચૂર્ણ કરાવી, કપડે ચાળી, તેમાંથી બેઆનીભાર સવારે તથા બેઆનીભાર સાંજે મધ તથા તલનું તેલ સરખે વજને લઇ, મેળવી, લગાડવું.

## ૪૮૦ ઘા રૂઝાય છે.

બોરડીનાં પાનને વાટી ઘા ઉપર લગાડવાથી તે રૂઝાય છે. કંઇ વાગ્યું હોય તે ઉપર બોરડીનાં પાન વાટી ચોપડવાથી આરામ કરે છે.

## ૪૮૧ લોહી જતું બંધ કરે.

કોઇ બહારના ભાગમાંથી લોહી જતું હોય અને બીજું સાધન હાજર ન હોય તો કરોળીયાનું પડ ઉપર લગાડવાથી તુરત બંધ થાય છે.

## ૪૮૨ ભગંદર માટે પ્રયોગ.

હીરાકશી અને સિંધાલુણનું ચૂર્ણ સરખે વજને લઈ, તેમાં તેટલાજ વજનથી એરંડિયું મેળવી, એટલે કે ત્રણે ઔષધો સરખે ભાગે લઇ, એકરસ કરી, તે ભગંદર ઉપર લગાડવાથી તે મટે છે. આ રોગમાં કડવા અને સૂકા પદાર્થો ન ખાવા.

## ૪૮૩ બળેલા ભાગ પર પ્રયોગ.

તાંજલજાનીભાજી તોલા દશને બશેર પાણીમાં ઉકાળી, અડધો શેર પાણી બાકી રહે ત્યારે ઉતારી, તેમાં ઘી તોલો એક મેળવી, એકરસ કરી શરીરનો જે ભાગ બળી ગયો હોય, (દાઝી ગયો હોય) તે પર લગાડવાથી બળેલો ભાગ સારો થાય છે.

## ૪૮૪ દાઝી ગયા પર તુરત.

દાઝી ગયા પર તુરત મીઠા તલનું તેલ તથા ચુનાની આછ મેળવી લગાડવું. શાન્તિ થઇ રૂઝ લાવશે.

## ૪૮૫ બળવાથી પડેલાં ચાંદાં રૂઝાય.

જવને બાળી, તેની કાળી રાખ બનાવવી, તે રાખને તલના તેલમાં મેળવી, કોઈ પણ રીતે બળેલા શરીરના ભાગ પર લગાડવાથી ચાંદાં રૂઝવી આરામ કરે છે.

## ૪૮૬ બળેલાંને રૂઝ આવે.

અળશીનાં તેલને કળીચુનાનાં પાણીમાં એટલે કે ઉપરની આછમાં સમભાગે મેળવી, બળેલા ભાગ ઉપર લગાડવાથી રૂઝ જલદી આવે અને બળતરા શાન્ત થાય છે.

## ૪૮૭ ગુલાબનાં ફુલનો જુલાબ.

આ રેચ લેવાનો પ્રયોગ એવો છે કે ગુલાબની એક તોલો પાંખડીઓ લેવી અને ચોખા ચડી રહેવા આવે ત્યારે એક બાજુ પર નાખવી અને પૂર્ણ ચડી રહે ત્યારે તે ચોખા ખાવા. આ રીતે ગુલાબનાંફૂલનો રેચ લેવાથી, ખસ, લુખસ અને ચામડીનાં બીજાં દરદો મટાડી, ખોટી ગરમી દબાવે છે. પિત્તના જેટલા રોગ છે તેની ઉપર આ જુલાબ લેવો સારો છે.

## ૪૮૮ એરંડિયું ન લઈ શકતા હો તો.

રોજની કબજીયાત રહેતી હોય, પેટ કઠણ રહેતું હોય અને એરંડિયું કે જે ખાસ તેની દવા છે તે ન લઇ શકતા હો તો એરંડિયાનું મોણ રોટલીમાં સારા પ્રમાણમાં દેવરાવી તે રોટલી જમવી. આ રીતે રોજ કરવાથી પેટ નરમ પડશે, અને દસ્તસાફ આવવા લાગશે. એરંડિયાની વાસ આવશે નહીં. તેથી લેવામાં અનુકૂળતા થાય છે. આ પ્રયોગની અસર ચાર દિવસે અથવા કોઇને આઠ દિવસ પછી થાય છે.

## ૪૮૯ દસ્તસાફ માટે પ્રયોગ.

જો કાયમી કબજીયાત રહેતી હોય તો સવારના પાંચ વાગે થંડું પાણી કે જે ત્રાંબાના કે ચાંદીના લોટામાં ભરી રાખ્યું હોય તે પી જવું. આ પ્રયોગમાં પાણી ઓછામાં ઓછું અડધો શેર પીવું, જેથી સવારના પેટસાફ આવશે. પથ્ય કંઇ નથી.

## ૪૯૦ એરંડિયાની વાસને લીધે ન લઇ શકતા હો તો.

ઘણાં માણસો એરંડિયાની વાસને લઈ, તે લઈ શકતાં નથી અને એરંડિયાનો લાભ જે ઘણો છે તે મેળવી શકતાં નથી. બધા જુલાબો કરતાં એરંડિયાનો જુલાબ ઘણો ગુણકારી છે અને તે લેવામાં કોઇપણ જાતનો પ્રતિબંધ નથી, તે પહેલા નંબરનો જુલાબ છે. તેની વાસ ઉડાડવા માટે નારંગીનો રસ એરંડિયા જેટલોજ મેળવવાથી તેની વાસ ઉડી જાય છે અને સુગંધી થાય છે. રંગ સફેદાઈ ઉપર આવી જાય છે.

## ૪૯૧ દસ્તસાફનો ઈલાજ.

હીમજીહરડે એટલે કે હીમજને એરંડિયા તેલમાં શેકી નાખવી, પછી તેનું ચૂર્ણ કરાવવું અને બુચવાળી બાટલીમાં ભરી રાખવું અને રોજ જમ્યા પહેલાં સવારે અગર રાત્રે ૦। તોલો પાણી સાથે લેવાથી દસ્તસાફ રહે છે.

## ૪૯૨ કોષ્ટશુદ્ધિનો પ્રયોગ.

લીલીદ્રાક્ષ સૂકી મોટી (અંગુર) તે નંગ દસને દૂધ શેર ૦।માં અગ્નિથી પકાવવી, તે પીવાથી પેટસાફ આવે છે.

## ૪૯૩ દસ્તસાફનો ઉપાય.

દૂધ શેર ૦। ગરમ તથા ઘી તોલો અડધો ગરમ બન્નેને સાથે મેળવી, રાત્રે સુતી વખતે પીવાથી સવારે દસ્તસાફ આવે છે. આ પ્રયોગ જઠરાગ્નિ સારી હોય તેણે કરવો.

## ૪૯૪ જુલાબનો પ્રયોગ.

એરંડિયું તેલ તોલા બે તથા તોલા ૧૦ ગરમ દૂધ તેને એકસાથે મેળવી પીવાથી સારો રેચ લાગે, અને પિત્તનું શમન

થાય છે. પેટના બધા રોગો ઉપર આ જુલાબ અનુકૂળ છે. વાયુરોગ, સોજો અને હોજરીના રોગો ઉપર ગુણકારી છે. જુલાબ પછી ખીચડી ખાવી.

## ૪૯૫ બંધકુષ્ટવાળાને એળીયો.

બંધકુષ્ટવાળાને એળીયો ઝાડોસાફ લાવવાને ઉત્તમ દવા છે. સુતી વખતે બે વાલ એળીયાનું ચૂર્ણ લઇ, તેની પાણી સાથે ગોળી કરવી, તે વાળી રાખેલી ગોળી પાણી સાથે લેવી, જેથી એકથી બે ઝાડા સાફ આવી જાય છે. હીસ્ટીરીયાવાળાને (વાયુના રોગવાળાને) આ જુલાબ માફક આવે છે, પણ સગર્ભા સ્ત્રીને આપવાથી ગર્ભને નુકસાન થાય છે, માટે ન આપવો. પેટની ચૂંક, અજીર્ણથી માથું દુખતું હોય, કમળો, કાળજાં (લીવર) નાં દરદોમાં, અટકાવ ચડી જાય અને સ્ત્રીને કમ્મરનો દુખાવો થાય છે ત્યારે આ એળીયાનો જુલાબ લેવો સારો છે. આ જુલાબથી પિત્ત શરીરમાંથી ઝાડાવાટે નીકળી જાય છે.

## ૪૯૬ સોનામખીનો જુલાબ.

સોનામખીનાં પાનનું ચૂર્ણ બેઆનીભાર રાત્રે સુતી વખતે ગરમ પાણી સાથે લેવાથી એક બે દસ્તસાફ આવી જાય છે. આ જુલાબ, ખસ, ખરજ, લુખસ, શીળસ, દાદર, વાતરક્ત વગેરે રોગો ઉપર આપવો સારો છે, તથા મગજ પર ગરમી ચડી ગઇ હોય, પિત્તનું જોર હોય, જીર્ણ સંધીવા, કમ્મરનો દુખાવો, શરીરમાં રહેતી બેચેની, અજીર્ણ તથા પેટનું કઠણ રહેવું, પેટના વાયુમાં, કોઠાના રોગમાં, શરીરમાં દાહ થતો હોય વગેરે રોગ ઉપર લેવાથી ફાયદો થાય છે. સોનામખીને નાગરવેલનાં પાનમાં પણ કેટલાક ચાવે છે. પેટની અંદર જીવડા થયા

હોય તો પણ કાઢી નાખે છે અને હરસમાં લોહીનો જમાવ જે નીચેના ભાગમાં થાય છે તેને દૂર કરે છે.

## ૪૯૭ ગરમાળાના ગરનો જુલાબ.

ગળમાળાની શીંગો લાંબી કાળી આવે છે અને તેને બે ભાગ કરતાં અંદરથી ગર ગોળના જેવો નીકળે છે, તેથી તેને કેટલાક ગરમાળાનો ગોળ પણ કહે છે. ગરમાળાનો ગર બાળકોને ભાર રહ્યો હોય ત્યારે એકથી બેરતીભાર સુવાના પાણી સાથે મેળવી પીવરાવવાથી આરામ થાય છે. તાવ, સંનિપાત, અજીર્ણ, કબજીયાત, જળોદર, યકૃત, (લીવર) ના રોગો, બરલના તેમજ ચામડીના રોગો ઉપર તેમજ યકૃતની અંદર લોહીના જમાવથી થયેલ રોગ ઉપર સારૂં કામ કરે છે. પિત્તને કાઢી નાખે છે, વાતરક્ત ઉપર સારો ફાયદો કરે છે. આ રેચ, જુલાબ તરીકે તોલો ૦ાા પાણી સાથે લેવાથી આરામ થાય છે.

## ૪૯૮ નસોતરનો જુલાબ.

નસોતરની બે જાત આવે છે, ધોળી અને કાળી. કાળી ઝેરી છે, અને તેથી ઘણો સખ્ત રીતે રેચ લાગે છે, તે બિલકુલ વાપરવી નહીં, ધોળી બધે વપરાય છે. નસોતરના કટકા આવે છે, અને તે મૂળ અને થડમાંથી કાપેલા હોય છે. તેનો દેખાવ કરચલીવાળો અને ભુખરારંગનો હોય છે. સૂંઠ, સંચળ અને નસોતર ત્રણે સરખે ભાગે લઇ, બેઆનીભાર ઉના પાણી સાથે લેવું, જેથી સારા જુલાબ લાગી પેટસાફ થાય છે, એનાથી ઉલટી પણ થાય છે. આથી પિત્ત નીકળી જાય છે. યકૃત, (લીવર)નાં દરદો, બરલનાં દરદો, જળોદર, માથાંનો દુખાવો રહેતો હોય, લુખસ, વાતવ્યાધિ, સંધિવા, કમ્મરનો દુખાવો, બીજા જુનાં વાયુના રોગોમાં આ નસોતરનો જુલાબ જે ઉપર ત્રણ ચીજનો લખ્યો

છે તે લેવાથી ફાયદો થાય છે. નસોતરનો જુલાબ ગરમ પાણી સાથે લેવાથી બહુ લાગે છે, માટે થંડા પાણી સાથે લેવો હોય તો સાધારણ જુલાબ લાગશે એમ સમજવું. નસોતરનો જુલાબ ભસ્મકરોગની અંદર સારો ફાયદો કરે છે; કારણ આ રોગમાં પિત્તનું જોર ઘણું હોય છે, તેથી તેને ભૂખ ખૂબ લાગ્યા કરે છે, આ રોગમાં ભેંસનાં દૂધમાં નસોતર અપાય છે. સોજાના રોગમાં પણ આ ઔષધનો જુલાબ ગુણકારી છે.

## ૪૯૯ નેપાળાનો જુલાબ.

નેપાળાનો રેચ ઘણો સખ્ત છે, અને કોઇવાર શરીરને હાની પણ કરે છે. આ જુલાબથી કેટલાંક દર્દો મટે, છે પણ સમજણ શિવાય લેવા લાયક નથી.

## ૫૦૦ જુલાબ લીધા પછી કેમ વર્તવું ?

જે માણસે જુલાબ લીધો હોય તેણે તે લીધા પછી તુરતમાં આંખે પાણી છાંટી, સુગંધી પદાર્થો અત્તર વગેરે સુંઘી, લગાડી, પાન ખાવું, અને પવન વગરની જગ્યામાં બેસવું. મળમૂત્રના વેગને અટકાવવો નહીં, થંડા પાણીનો સ્પર્શ કરવો નહીં અને જુલાબની (અમુક સમય પસાર થયા છતાં) અસર ન દેખાય તો જરા ઉનું પાણી વખતોવખત પીવું.

## ૫૦૧ જુલાબની દવા જાણ્યા શિવાય ન લેવી.

જુલાબની દવામાં શું આવે છે તે જાણ્યા શિવાય ઘણા લોકો જુલાબ આવશે એટલુંજ જાણતાં તે લે છે અને પરિણામે કેટલાંક દર્દોને નોતરે છે. ઉપરના જુલાબનાં ઔષધોમાં આપણે જોયું કે અમુક જુલાબો અમુક રોગો ઉપર ફાયદો કરે છે, માટે તે રોગો ઉપર તે ઔષધ લેવું. કેટલાક એવા ગરમ જુલાબો

સખ્ત આવે છે કે શરીરમાં ગરમી હોય તેને વધારી મુકે છે અને ચામડીના રોગો પણ વધારે છે, યકૃત (લીવર)માં લોહીનો જમાવ વધારી તે પણ બગાડી મુકે છે, પરિણામે હોજરી ખરાબ થઇ, અનેક રોગો શરીરમાં ઉત્પન્ન કરે છે, માટે બજારૂ, જે તે જુલાબ સમજ્યા શિવાય લઇ શરીરને બગાડવું નહીં.

## ૫૦૨ દસ્તસાફ, કોઠા પ્રમાણે થાય છે.

જુલાબની દવાનું વજન ખાસ હોતું નથી, કારણ એક માણસને એક ઔષધથી માત્ર એકજ જુલાબ લાગે છે, જ્યારે તેજ ઔષધ જો બીજો લે તો પાંચ છ ઝાડા થઈ જાય છે, એટલે કે માણસનો કોઠો સખ્ત, મધ્યમ અને નબળો એ પ્રમાણે છે, માટે જુલાબ લેવા તે સાધારણ થાય તેવાજ લેવા, અને રોજની ટેવ હોય તો પોતાની જુલાબની દવાનું વજન પોતેજ નક્કી કરી લેવું કે જેથી રોજ એક બે દસ્તસાફ આવે.

## ૫૦૩ જુલાબ માટે નરમ કોઠો કોને કહેવાય?

જેને કોઠાની અંદર ઘણું પિત્ત હોય તે માણસનો કોઠો નરમ કહેવાય છે, નરમ કોઠાવાળાને કાળીદ્રાક્ષ, દૂધ કે એરંડિયું, તેનાથી પણ જુલાબ લાગે છે.

## ૫૦૪ મધ્યમ કોઠો

જે માણસને કોઠાની અંદર ઘણો કફ હોય તે મનુષ્યનો કોઠો મધ્યમ કહેવાય છે, તેણે ઔષધ મધ્યમ પ્રમાણમાં લઇ, એટલે કે નહીં વધારે કે નહીં ઓછું એ પ્રમાણે વજન જુલાબ માટે લેવું. મધ્યમ કોઠો જેનો હોય તેને નસોતર, કડુ, અને ગરમાળાના ગરથી પણ જુલાબ લાગે છે.

## ૫૦૫ ક્રૂર કોઠાવાળાએ કેવો જુલાબ લેવો?

જે મનુષ્યને કોઠાની અંદર ઘણો વાયુ હોય તે મનુષ્યનો કોઠો ક્રૂર કહેવાય છે. તે ક્રૂર કોઠાવાળા મનુષ્યને જુલાબ આપવા છતાં પણ પરાણે રેચ લાગે છે, પણ સુખથી જુલાબ લાગતો નથી. ક્રૂર કોઠાવાળાએ નેપાળા જેવા જુલાબો લેવા પડે છે ત્યારેજ તેને અસર થાય છે.

## ૫૦૬ ધાતુક્ષીણતા માટે પ્રયોગ.

બહુફળીને ખાંડી, ચાળી, તેનું ચૂર્ણ બારીક કપડે ચળાવી કરાવવું, તેમાંથી બેઆનીભાર સવારે તથા બેઆનીભાર સાંજે સાકર એકઆનીભાર તેમાં મેળવી, દૂધ સાથે લેવાથી ધાતુક્ષીણતાને અંગે થતા રોગો મટે છે. જમવામાં પૌષ્ટિક ખોરાક, ખાસ ઘી દૂધ વધારે ખાવાં. પેટસાફ રાખવું, અજીર્ણ થવા ન દેવું.

## ૫૦૭ સ્વપ્નદોષનો ઉપદ્રવ.

સ્વપ્નાવસ્થામાં વીર્ય ચાલ્યું જતું હોય તો ગોખરૂને ખાંડી, તેનું ચૂર્ણ કરી, બેઆનીભાર સવારે તથા બેઆનીભાર સાંજે દૂધની સાથે લેવાથી ફાયદો થાય છે, તેમજ પેશાબમાં જતી ધાતુ, પેશાબની બળતરા વગેરે આ ચૂર્ણ મટાડી નબળાઇ હટાડે છે. આ રોગમાં હરડે બેઆનીભાર રાત્રે પાણી સાથે લેવી. ગરમ મસાલા, મરચાં ન ખાવાં.

## ૫૦૮ વીર્યસ્ત્રાવ થતો હોય.

મેંદીનાં પાનનોરસ કાઢી, તોલો એક લઇ, તેમાં સાકર તોલો અડધો નાખી, સવાર સાંજ બે વખત રોજ પીવાથી તેની મેળે જતું વીર્ય બંધ થાય છે. આ રોગમાં મરચાં, ગરમ

મસાલા વગેરે ગરમ વસ્તુઓનો ત્યાગ કરવો, સ્ત્રીઓના વિચાર ન કરવા. સારૂં સહિત્ય વાંચવું.

## ૫૦૯ સર્વ ઈંદ્રીઓને સચેતન કરે.

હરડે (ઠળીયા કાઢેલ) દળ ચૂર્ણ તોલો એક, સૂંઠ તોલો ૦॥ બન્નેનું ચૂર્ણ કરાવી, તેમાંથી બેઆનીભાર ચૂર્ણ લઇ, તેટલોજ ગોળ મેળવી, સવારે ખાવાથી સર્વ ઇંદ્રીઓને સચેતન કરે છે. વાયુ મટે, કફ હટે, પેશાબ તથા ઝાડો સાફ આવે.

## ૫૧૦ માંસ અને શક્તિનો વધારો કરવો હોય ત્યારે.

અશ્વગંધા, આસંદ, આસગંધ વગેરે નામોથી જાણીતું અશ્વગંધા ચૂર્ણ તોલો એક, ચાર તોલા દૂધ, તથા ચાર તોલા ઘી, તેને સાથે મેળવી, પકાવવું. તે પકાવેલ ચૂર્ણમાંથી તોલો એક અથવા પાચન થાય તેટલું સવારના જમ્યા પહેલાં ત્રણ કલાકની અંદર રોજ લેવાથી માંસનો શરીરમાં વધારો થાય, શક્તિ આપે અને શરીરના દરેક રસો વધારે છે.

## ૫૧૧ નપુંસકપણું મટે.

ગોખરૂ તોલો અડધો સવારે તથા તોલો અડધો સાંજે બકરીનાં અથવા ગાયનાં દૂધમાં મેળવી રોજ પીવાથી નપુંસકપણું મટે છે.

## ૫૧૨ પુરૂષાતન વધે.

બેઆનીભાર ગોળ તથા બેઆનીભાર આંબળાં, તેને મેળવી, સવારે તોલો ૦। તથા સાંજે તોલો ૦। ખાવાથી પુરૂષાતન વધે છે.

## ૫૧૩ બળવાન અને બુદ્ધિમાન થવાય.

એક મહિના સુધી વજનું ચૂર્ણ બેઆનીભાર સાકરવાળાં દૂધ શેર અડધો સાથે ખાવાથી માણસ બળવાન તથા બુદ્ધિવાન થાય છે.

## ૫૧૪ વૃદ્ધાવસ્થાના ઉપદ્રવો મટે.

આંબળાં લીલાં, તેનો રસ કાઢી, તેમાંથી તોલો ૦। લઇ, તેટલાજ વજનથી સાકર (તોલો ૦।) તથા ઘી (તોલો ૦।) અને મધ (તોલો ૦।) દરેકને સાથે મેળવી, ચાટવું. તેથી વૃધ્ધાવસ્થાના વિકાર તથા ઉપદ્રવો મટે છે અને તાકાત આપે છે. આ પ્રયોગ પહેલાં એક જુલાબ લઇ લેવો.

## ૫૧૫ વૃદ્ધાવસ્થામાં સુંદરતા મેળવાય છે.

કાળા તલ તોલો ૦। તથા હરડે તોલો ૦। બન્નેનું ચૂર્ણ કરાવી, થંડા પાણી સાથે સવારે તથા સાંજે લેવાથી વૃદ્ધાવસ્થામાં પણ સુંદરતા આવે છે.

## ૫૧૬ કાયમ જુવાની રહે.

ગોખરૂ તોલો એક, આંબળાં તોલો એક તથા લીંબડાની ગળો તોલો એક એ ત્રણેનું ચૂર્ણ કરાવી, તેમાંથી ચૂર્ણ તોલો ૦। લઇ, ઘી બેઆનીભાર તથા ઘીથી ડબલ મધ તેની સાથે મેળવીને રોજ ખાય તો વીર્યની વૃધ્ધિ થાય અને કાયમ યુવાન દેખાય. તેનો રોગ શમી જાય છે, વાળ કાળા થાય છે, તથા આયુષ્ય લંબાય છે, આ દવા શરૂ કરતાં પહેલાં હરડે ચૂર્ણ તોલો ૦। લઇ કોઠો સાફ કરી નાખવો. આ પ્રયોગ લાંબો વખત ચાલુ રાખવાથી શરીર સુધરે છે.

## ૫૧૭ શરીરનું દુબળાપણું મટે.

સૂકાં અન્ન ખાવાથી, અપવાસ કરવાથી, વધારે જરૂર છતાં ઓછું જમવાથી, શોકથી, શરીરના વેગોને રોકવાથી, ઉજાગરાથી, રોજની માંદગીથી, નિત્ય સ્ત્રીસંગથી, ભયથી, ધન વગેરેની ચિંતાથી શરીર દુબળું પડે છે. આ રોગમાં અશ્વગંધાનું

ચૂર્ણ બનાવી, કપડે ચળાવી, બારીક કરી, તેમાંથી બેઆનીભાર સવારે તથા બેઆનીભાર સાંજે દૂધ સાથે લેવાથી શરીરનું દુબળાપણું, પાતળાપણું મટે. દૂધ સાથે આ ચૂર્ણ લેવાનો પ્રયોગ છે, પણ દૂધ પસંદ ન હોય તો ઘી સાથે પણ લઇ શકાય છે. પેટ સાફ રાખવું.

## ૫૧૮ જુવાની સ્થીર થાય.

એક તોલો મધ, એક તોલો ઘી તથા એક તોલો પાણી, તે સઘળાંને મેળવી, સવારના ભોજન પહેલાં ત્રણ કલાક અગાઉ પીવાથી જુવાની સ્થીર થાય છે. એટલે કે તે માણસ જુવાન જેવોજ રહે છે.

## ૫૧૯ પુષ્ટિકારક પ્રયોગ.

અશ્વગંધા તોલા બે, સૂંઠ તોલો એક, ઘી તોલા ચાર, ખાંડ તોલા છ, તેને ખંડાવી, કપડે ચળાવી, ચૂર્ણ કરાવવું. તે ચૂર્ણ શિયાળામાં રોજ સવારે ખાવાથી પુષ્ટિ આપે, સંધિવાત પણ મટાડે છે.

## ૫૨૦ ખાલી ચડવી, શૂન મારી જવું વગેરે મટે.

મરી તોલો એક, પીપર તોલો એક ને પીપરમૂળ તોલો એક, તે સઘળાં લઇ, ખંડાવી, કપડે ચળાવી, ચૂર્ણ કરાવી, તેમાંથી બેઆનીભાર લઇ, તેમાં ગોળ બેઆનીભાર મેળવી, ગોળી બનાવી, સવારે ખાવાથી, ખાલી ચડતી હોય, શરીરનો કોઇ ભાગ શૂન મારી ગયો હોય, ભૂલી જવાતું હોય, બહેરાપણું હોય વગેરે મટાડી આરામ કરે. આ ઔષધ શિયાળામાં વધારે સારી અસર કરે છે. બુદ્ધિશકિત, યાદશકિત સતેજ કરે છે.

## ૫૨૧ જુવાની રાખનાર રસાયન.

ભોજન પહેલાં ત્રણ કલાક અગાઉ સવારમાં થંડું પાણી જો પીવામાં આવે, સવારમાં વહેલાં દૂધ પીવામાં આવે, સવારમાં

વહેલાં મધ ખાવામાં આવે અથવા ઘી ખાવામાં આવે, એ ચારમાંથી એકએક અથવા બે, ત્રણ, કે ચારે સાથે, મધ, ઘી, દૂધ, અને થંડુ પાણી એ દરેક સરખે વજને લઇ, ઇચ્છા મુજબ અને પાચનશકિતના પ્રમાણમાં લેવામાં આવે તો વૃધ્ધાવસ્થા વહેલી આવતી નથી અને વય સ્થીર થાય છે, એટલે કે ઉંમર થાય તોપણ યુવાન (શકિતમાં અને દેખાવમાં) રહે છે.

## ૫૨૨ પુરૂષત્વ લાવવાનો પ્રયોગ.

સોળ તોલા લીલા ટોપરાને ખમણીને બારીક કરવું, તેને ઘીમાં શેકી નાખવું, પછી તેમાં નાળિયેરનું પાણી નાખી, ધીમેધીમે પકાવવું, જાડું થાય, એટલે તેમાં ધાણા તોલો ૦।, પીપર તોલો ૦।, મોથ તોલો ૦।, તજ તોલો ૦।, તમાલપત્ર તોલો ૦।, એલચી નાની તોલો ૦। અને નાગકેસર તોલો ૦।, તેને ખંડાવી, કપડે ચળાવી, તેનું ચૂર્ણ તેમાં નાખવું, અને હલાવી, બરાબર મેળવવું. તૈયાર થયા પછી તેને માટીનાં નવા વાસણ અગર કાચની બરણીમાં ભરી રાખવું. તેમાંથી રોજ સવારના જમ્યા પહેલાં ત્રણ કલાક અગાઉ તોલા બે રોજ ખાવાથી પુરૂષત્વ વધારે છે, નિદ્રા સારી આવે છે, શક્તિ આપે છે, લોહીમાં પિત્ત મળીને જે ઉપદ્રવો થાય છે તેને મટાડે છે. જમ્યા પછી અનાજ પાચન થતી વખતનું પેટનું શૂળ મટે છે.

## ૫૨૩ વૃધ્ધ યુવાન થાય.

નવી સાટોડી તોલો એક લઇ, વાટી તેને સવારના દૂધ શેર ૦॥ અડધો અથવા પાચન થાય તેટલા સાથે ત્રણ માસ સુધી પીવાથી વૃદ્ધ પણ યુવાનની માફક બળવાન થાય છે.

## ૫૨૪ વૃધ્ધ પણ વિલાસી થાય.

અશ્વગંધા તોલા વીશ અને વરધારો તોલા વીશ લઇ, તેનું ચૂર્ણ કરાવવું, પછી તેને ઘીવાળા વાસણમાં રાખવું. એ ચૂર્ણ રોજ સવારે બેઆનીભાર ગાયના દૂધમાં મેળવી પીએ તો શરીરે કરચલી પડેલો માણુસ પણ યુવાની ધારણ કરે છે, ધોળા વાળ કાળા થાય, વિલાસી થાય. જમવામાં પૌષ્ટિક ખોરાક ખાવો. આ ઔષધ શરૂ કરતાં પહેલાં પેટ સાફ કરી નાખવું, તથા અજીર્ણ થવા ન દેવું.

## ૫૨૫ રસાયન એ શું છે?

વૃધ્ધાવસ્થા તથા રોગોને મટાડનાર, જુવાનીને ટકાવી રાખનાર, આંખોને હિતકારક, પુરૂષત્વ વધારનાર, વિલાસી કરનાર ઔષધ રસાયન કહેવાય છે. રસાયન સંબંધી કેટલાકની માન્યતા એવી છે કે રસાયન ખાવાથી શરીરને નુકસાન થાય છે, અને ફૂટી નીકળે છે. આવી વાતો આયુર્વેદ ઔષધો સંબંધી કંઇ ન જાણનારા અથવા વિરૂધ્ધ બોલવાથી જેને ફાયદો છે તેઓ ફેલાવે છે, પણ રસાયનનો અર્થ સમજવામાં આવે તો તે ગેરસમજ દૂર થશે, શરીરમાં જોઇતા દરેક રસને ઉત્પન્ન કરી વધારે અને તેથી જે શક્તિ, બળ, અને પુરૂષત્વ લાવે તે ઔષધનું નામ રસાયન છે.

## ૫૨૬ રસાયન ઔષધના ગુણ.

રસાયન ઔષધ ખાવાથી જીંદગી લંબાય છે, સ્મરણશક્તિ વધે છે, બુદ્ધિ ખીલે છે, આરોગ્ય વધે છે, જુવાનીનું બળ આવે છે, શરીરનું બળ વધે છે, દરેક ઇંદ્રીઓનું બળ વધે છે તથા સુંદર કાન્તિ મળે છે.

## ૫૨૭ રસાયન આયુષ્ય વધારે છે.

જે માણસ જુદીજુદી જાતનાં રસાયનોનું સેવન કરે છે તે પોતાનું આયુષ્ય લંબાવી શકે છે. તંદુરસ્ત રહી શકે છે.

## ૫૨૮ રસાયન પ્રયોગ.

એક મહિના સુધી અશ્વગંધાનું ચૂર્ણ બેઆનીભાર લઇ, તેટલુંજ ઘી મેળવી, સવારના જો ખાવામાં આવે તો શરીરના બળની પુષ્ટિ કરે તથા પુરૂષત્વ વધારે છે.

## ૫૨૯ હરડે, હરડાં, અને હીમજ તે શું છે?

સૌથી નાનામાં નાની હરડે તેનું નામ હીમજ, તેનાથી મોટી તે હરડાં અને સૌથી મોટી તે હરડેના નામથી ઓળખાય છે.

## ૫૩૦ રસાયન હરડેનો પ્રયોગ.

વજનમાં પોણાબેથી બે તોલા થાય તેવી સારી હરડે લઇ, તેમાંથી બીજ કાઢી નાખી, તેનું દળ તોલો ૦। થી તોલો અડધો સુધી લેવું, જે દરેક ૠતુમાં જુદાંજુદાં અનુપાન સાથે લેવાથી તંદુરસ્તી ઘણી સુધારી નિરોગી કરે છે. શ્રાવણ ને ભાદરવો, એ માસમાં સિંધવ એકઆનીભાર અને હરડે બેઆનીભાર મેળવી પાણી સાથે લેવું, આસો અને કારતક માસમાં સાકર એકઆની-ભાર અને હરડે બેઆનીભાર બન્ને મેળવી પાણી સાથે લેવું, માગસર અને પોષ માસમાં સૂંઠ એકઆનીભાર અને હરડે બેઆનીભાર પાણી સાથે લેવું, મહા ને ફાગણ માસમાં પીપરનું ચૂર્ણ એકઆનીભાર અને હરડેનું ચૂર્ણ બેઆનીભાર પાણી સાથે લેવું, ચૈત્ર અને વૈશાખમાં હરડે મધની સાથે મેળવીને લેવી, જેઠ અને અષાડમાં ગોળ બેઆનીભાર સાથે હરડે ચૂર્ણ બેઆનીભાર મેળવી લેવું. આ રીતે બાર માસ સુધીનો જો

પ્રયોગ કરે તો તે માણસ અતિ તન્દુરસ્ત રહે છે, કોઇ રોગ તુરત હુમલો કરી શકતો નથી. આ રીતે લેવાયલી હરડે રસાયણ કહેવાય છે, આ પ્રયોગ સાથે પરેજી કંઇ નથી.

## ૫૩૧ હરડે રસાયન છે.

એક સારી મોટી હરડે લઇ, તેને ઘીમાં તળીને તે હરડેનું ચૂર્ણ બારીક કરાવવું, તેને તે તળેલા ઘી સાથે મેળવી, તે હરડે રોજ ખાવાથી શરીરમાં શક્તિ રહે છે અને રસાયણ તરીકે કામ કરે છે.

## ૫૩૨ રસાયન કે જે આયુષ્ય વધારે તથા રોગો હરે.

હરડે એક તોલો, બહેડાં બે તોલા, આંબળાં ચાર તોલા, તેને ખંડાવી, કપડે ચળાવી, ચૂર્ણ કરાવી, સાત તોલા જેઠીમધનું ચૂર્ણ તેમાં મેળવી, તેમાંથી રોજ બેઆનીભાર સવારે, માસ એક સુધી ઘી એકઆનીભાર તથા બેઆનીભાર મધ સાથે મેળવી ચાટવાથી આયુષ્ય વધે છે તથા વ્યાધિઓ મટાડે છે.

## ૫૩૩ રસાયન પ્રયોગ.

રોજ આંબળાના રસ સહિત જમવાથી વીર્યદોષો મટે છે, વૃદ્ધ હોય તો પણ વિલાસી થાય છે. ટાલ પડી હોય, પ્રમેહ, શરીરમાં ગરમી થતી હોય તો મટાડે, પિત્ત હટાડે, અરુચિ વગેરે રોગો મટાડી શક્તિ આપે છે.

## ૫૩૪ રસાયન કે જે યુવાનીનો જુસ્સો લાવે છે.

દૂધમાં ચોખા અને ઘઉંનો રવો પકાવી દૂધપાક બનાવવો, તે પાચન થઇ શકે તેટલો ખાવો, ખાતી વખતે એક શેર દૂધપાકમાં મધ તોલો એક તથા ઘી તોલો પોણો તેમાં મેળવી, પછી જમતી વખતે ખાવો, જેથી વૃદ્ધ પણ યુવાની દાખવે છે.

## ૫૩૫ પુરૂષત્વ વધારવાનો ઉપાય.

ગોખરૂ તોલા પાંચ, એખરાનાં બી તોલા પાંચ, અશ્વગંધા તોલા પાંચ, શતાવરી તોલા પાંચ, ધોળી મુસળી તોલા પાંચ, કૌંચાના બીજ તોલા પાંચ, જેઠીમધ તોલા પાંચ, નાગબલા તોલા પાંચ, બલા તોલા પાંચ, સર્વને ખંડાવી, કપડે ચળાવી, ચૂર્ણ બારીક કરાવવું. આઠ ગણું દૂધ અને ચૂર્ણ જેટલાજ વજનથી ઘી અને સઘળાથી બમણી ખાંડ લેવી. આ સઘળા ચૂર્ણને દૂધમાં પકાવીને પછી ઘીમાં શેકી નાખવું, પછી તેમાં સાકર નાખી, મેળવી, થાળીમાં ચોસલાં બનાવવાં, અને તે રોજ તોલા બે અગર પાચન કરવાની શકિત હોય તો વધારે પણ લઇ શકાય, જેથી શકિત, બળ અને પુરૂષત્વ આવે, વિલાસી થાય.

## ૫૩૬ વગર ઔષધે પુરુષત્વ આવે.

જુદીજુદી જાતના ઉત્તમ ખાવાના તેમજ પીવાના પદાર્થો, કાનને ગમે તેવાં વચનો, ચામડીને સુખ મળે તેવા સ્પર્શો, ચંદ્રના તેજથી શોભી રહેલી રાત્રિ, મંદમંદ શિતળ વાયુલહરીયો, સુવાન સ્રી, કાન અને મનને ગમે તેવાં ગાયનો, સંગીત, નાગર વેલનાં પાન, ઉત્તમ બનાવેલ ભોજન, અત્તરોની સુગંધ, અને આંખને પ્રિય લાગે તેવાં ફૂલો, ગુલાબ, ડોલર, મોગરો વગેરેનો પમરાટ, સુંદર દેખાવો, સુંદર રૂપો, ફૂલોથી મહેકતા બગીચાઓ તથા મનની અતિ પ્રસન્નતા એ સઘળું પુરૂષને વગર ઔષધે પુરૂષત્વ લાવે છે, તંદુરસ્તી વધારે છે, એટલે કે વાજીકરણ રૂપ છે.

## ૫૩૭ વાજીકરણ એટલે શું?

જેના યોગથી પુરૂષ અતિબળવાન અને પુષ્ટ થાય, મનને સંતોષ થાય, તરત ચેતન આપે, તથા જેનાથી પુરૂષ રસિક

અને વિલાસી થાય, જેના યોગથી બળવાન પ્રજા થાય તે ઔષધને વાજીકરણ પ્રયોગ કહે છે.

### ૫૩૮ વાજીકરણનો પ્રયોગ.

જેઠીમધનું ચૂર્ણ કરાવી, કપડે ચળાવી, રોજ બેઆનીભાર લઇ, તેમાં ઘી એકઆનીભાર તથા મધ બેઆનીભાર મેળવી ચાટવાથી તે પુરૂષ બળવાન તથા કામી થાય.

### ૫૩૯ વાજીકરણનો પ્રયોગ.

ઘઉંનો લોટ તોલો ૦ા તથા કૌવચબીજનું ચૂર્ણ તોલો ૦ા બંન્નેને લઇ, અડધો શેર દૂધમાં પકાવવાં, પછી થંડા પડવાં દઇ, બેઆનીભાર મધ તથા ઘી તોલો ૦ા નાખીને હલાવી, મેળવીને પીવું, જેથી પુરૂષ દરેક કામમાં બળવાન તથા કામી થાય છે. તેજ પ્રમાણે બીજો પ્રયોગ અડદના લોટનો છે, ઉપર પ્રમાણેજ વજન તથા ક્રિયા કરવાની. ફક્ત ઘઉંને બદલે અડદનો લોટ લેવો, તે પણ ઉતમ વાજીકરણ છે.

### ૫૪૦ વાજીકરણ કે જે વૃધ્ધમાં પણ ચુવાની લાવે.

પીપર તોલો એક તથા સૂકાં આંબળા તોલો એક, તેને ખાંડી, ચૂર્ણ બનાવી, લીલાં આંબળાંનો રસ કાઢી, એક ખરલમાં તે ચૂર્ણ તથા રસ નાખી, તે રસ પી જાય એટલે કે ઘૂંટતાં સુકાય ત્યાં સુધી ઘૂંટી, પછી તે ચૂર્ણને બેઆનીભાર લઇ, સાકર બેઆનીભાર, ઘી બેઆનીભાર તથા મધ તોલો ૦ા સાથે ચાટવું. ઉપર અડધો શેર દૂધ રોજ પીવું. એ રીતે વાજીકરણ પ્રયોગ કરનાર પુરૂષ વૃદ્ધ હોય તો પણ ચુવાનના જેવું પુરૂષત્વ પ્રાપ્ત કરે અને વિલાસી થાય છે.

## ૫૪૧ કાયાકલ્પનો પ્રયોગ.

જળભાંગરાનું ચૂર્ણ, કાળા તલ અને આંબળાં, દરેક સરખે વજને લઇ, તે સર્વની બરાબર સાકર મેળવી, તોલો ૦ા રોજ સવારે ખાય તો વૃધ્ધપણું મટે તથા યુવાની આવે. આયુષ્ય વધે છે. પ્રયોગ માસ એકનો અથવા વધારે.

## ૫૪૨ કાયાકલ્પ અને કુટિપ્રવેશનો પ્રયોગ.

જે શહેરમાં સર્વ સાહિત્ય મળી શકે એવું હોય ત્યાં નિર્ભય અને પવન વગરના બંગલામાં ઉત્તર દિશાએ એક ઝુંપડી તૈયાર કરાવવી, તે ઝુંપડી ત્રણ ખંડવાળી કરવી, એટલે કે એક ઓરડીમાં બીજી ઓરડી અને તેમાંથી ત્રીજી ઓરડીમાં જવાય તેવી રીતે કરવી. તે ઓરડીને જાળીયાં કે બારીયો નાની નાની રાખવી, તેમાં ધુમાડો, તાપ, ધૂળ, કૂતરૂં, બિલાડું કે કોઇ પ્રાણી અને સ્ત્રી કે મૂર્ખ માણસો વગેરે ન આવી શકે એવી ગોઠવણ કરવી.

તેમાં વૈદ્યરાજને જરૂરીઆતની સઘળી ચીજો તૈયાર હોવી જોઇએ. તે ઓરડીને ચુનો લગાડી, તથા જમીન ધોવરાવી અગર લીંપી, સ્વચ્છ કરવી, પૂરતો નિશ્ચય કર્યા પછી અતિ સ્વચ્છ થઇ, શ્રધ્ધા રાખી, આ તૈયાર કરેલી કુટિમાં દાખલ થવું, પછી જુલાબ વગેરે લઇ, શરીર અંદરથી શુધ્ધ કરવું. આ રીતે શુધ્ધ થતાં જે જુલાબો લેવામાં આવે છે તેથી અશકિત આવે છે, તેથી શકિત આવે ત્યારે રસાયન ઔષધ લેવાની શરૂઆત કરવી, શરીરમાં કોઇ રોગ હોય તો પ્રથમ તેની દવા કરાવી નિરોગી થવું, પછીજ રસાયન પ્રયોગ શરૂ કરવો, એટલે કે રસાયન લેનારો નિરોગી હોવો જોઇએ, તેને વૈદ્ય ઉપર શ્રધ્ધા હોવી જોઇએ, બ્રહ્મચર્ય પાળવું જોઇએ, સદા સંતુષ્ટ રહેવું જોઇએ,

દરેક ઇંદ્રી સ્વાધીન રાખવી જોઇએ, સત્ય બોલવું જોઇએ, આચરણ સારાં રાખવા જોઇએ, ઉંઘવામાં તથા જાગવામાં નિયમિત રહેવું જોઇએ, ઔષધ ઉપર પ્રીતિ રાખવી જોઇએ, વાણી મધુર બોલવી જોઇએ.

આ રીતે કાયાકલ્પનો પ્રયોગ કરનાર અને રસાયન લેનાર માણુસને, સ્નેહપાન, સ્વેદ વગેરે આપવું. પછી હરડે, આંબળાં, સિંધવ, સૂંઠ, વજ, હળદર, પીપર, વાવડીંગ, અને ગોળ એ સઘળાં સરખે વજને લઈ, તેનું ચૂર્ણ કરાવી, કપડે ચળાવી, તોલો ૦ા ગરમ પાણી સાથે પાવું, તેથી સારો રેચ લાગી કોઠો સાફ થશે. ત્યારપછી ચાર દિવસ સુધી ઉપર દૂધ પીવાનું રાખવું અને પેટમાંનો મળ નીકળી જતાં સુધી જવની રોટલી ઘીમાં બોળી ખવરાવવી. એ પ્રમાણે કોઠાને સાફ કરાવ્યા પછી જે રસાયન લેવામાં આવે તે વૃધ્ધને પણ યુવાની આપે છે. બુદ્ધિ વધે, બળ વધે, ઇંદ્રિયોને બળ મળે છે, કાન્તિમાન થાય છે.

## ૫૪૩ દૂધ.

પીવામાં બકરીનું દૂધ પહેલા વર્ગમાં ગણાય છે, બીજા વર્ગમાં ગાયનું દૂધ ગણાય છે. અને ત્રીજા વર્ગમાં ભેંશનું દૂધ ગણાય છે. છતાં ત્રણે જાતનાં દૂધ શરીરને હિતકારી, પૌષ્ટિક અને બળ આપનાર છે.

## ૫૪૪ ઉત્તમ દૂધ કયું ?

બકરી, ગાય કે ભેંશનું દૂધ સારૂં ત્યારે ગણાય છે કે આ પ્રાણીઓ ચરવા જતાં હોય તોજ. ઘર આગળ કે તબેલામાં બાંધી રાખેલાં પ્રાણીઓનું દૂધ ઘણું ઓછું ગુણકારી છે.

## ૫૪૫ ભેંશનું દૂધ.

ભેંશનું દૂધ ગાયના દૂધ કરતાં ભારે થંડું એટલે શીતવીર્ય અને જઠરાગ્નિના જોરવાળાને તથા ઉંઘ ન આવતી હોય તેને પીવાથી ફાયદો થાય છે.

## ૫૪૬ ગાયનું દૂધ.

આ દૂધ રસાયન તરીકે કામ કરે છે, ધાતુની વૃધ્ધિ કરે છે, બળ આપનાર, સ્ત્રીઓને સ્તનમાં દૂધ પેદા કરનાર અને દસ્તસાફ લાવનાર છે. થાક, શ્રમ, નિસ્તેજપણું, સૂકો ઠાંસો, અતિશય તરસ, ભૂખ, જીર્ણજ્વર, મૂત્રનું અટકવું, પિત્તનું લોહીમાં મળી ઉપદ્રવ કરવો, વગેરે રોગો ઉપર પીવાય છે અને ગુણકારી છે.

## ૫૪૭ કાળી બકરીનું દૂધ.

બકરીનો સ્વભાવ પાણી થોડું પીવાનો છે, તેથી હરવા ફરવામાં ચપળ હોવાથી, મહેનત વધારે કરે છે તેથી, તેમજ કડવા, તીખા વગેરે અનેક વનસ્પતિના પદાર્થો ખાય છે તેથી, તેનું દૂધ પચવામાં હલકું તેમજ ગુણકારી છે. બકરીનું દૂધ શ્વાસ, તાવ, શોષ, પિત્તનું લોહીમાં મળી નુકસાન કરવું તેમાં અને ઝાડાના રોગ ઉપર ફાયદાકારક છે. ક્ષયના રોગ ઉપર ખાસ દવા તરીકે કામ કરે છે.

## ૫૪૮ રાત્રે દૂધ પીવું ઉત્તમ કેમ છે?

ગાય, ભેંશ, બકરી, તેના ખોરાકમાં ફેરફાર થાય છે ત્યારે દૂધના ગુણમાં પણ ફેર પડે છે. દિવસના કરતાં રાત્રે તેઓ ફરતાં નથી, ચરવા જતાં નથી, તેથી રાત્રે કસરત તેમના અંગને થોડી મળવાથી સવારનું દૂધ સાંજના દૂધ કરતાં ભારે છે, તેથી સાંજે

કે રાત્રે વાળુમાં એટલે કે રાત્રિભોજનમાં દૂધ લેવું વધારે ઉત્તમ છે.

## ૫૪૯ પાણી લાગે નહીં.

જુદાજુદા દેશોના પાણી જ્યારે પીવાય છે અને જુદીજુદી જાતના રોગો શરીરમાં થઈ આવે છે તેને પાણી લાગવું કહે છે. તેમાં જમવાની શરૂઆતમાં સૂંઠ, જીરૂ અને હરડે દરેક સરખે વજને લઈ, તેમાંથી બેઆનીભાર ચૂર્ણ સવારે તથા બેઆનીભાર સાંજે વાટી, લઢીને ખાવાથી કોઈ દેશનું પાણી લાગતું નથી.

## ૫૫૦ ઘણા દેશોનાં પાણી લાગે નહીં.

જુદાજુદા દેશોમાં ફરવાથી ત્યાંનું પાણી લાગે છે અને વિકાર ઉત્પન્ન કરે છે, તેમાં આદુ અને જવખાર સરખાં લઈ, એકઆનીભાર ઉનાં પાણીમાં રોજ લેવાથી લાગેલા પાણીથી થયેલા ઉપદ્રવો મટે છે અને આરામ કરે છે.

## ૫૫૧ પાણી કઇ ધાતુનાં વાસણમાં ભરવું ઉત્તમ?

પાણી ભરી રાખવાનાં વાસણો ત્રાંબાનાં હોવાં જોઇએ, તથા પાણી પીવાનાં વાસણો પણ ત્રાંબાનાંજ રાખવાં જોઇએ, અગર પૈસાપાત્ર માણસ હોય તો ચાંદીનાં વાસણો ઉપયોગમાં લેવાં, જે શરીરની સુખાકારી રાખવામાં ઉત્તમ છે, બીજી ધાતુનાં વાસણો ગુણકારી નથી, માટે બીજી ધાતુના વાસણો વાપરવાંજ નહીં, કાચનાં અને માટીનાં વાસણો વાપરવાં સારાં છે, માટીનાં વાસણો પાણી ભરી રાખવામાં ઉત્તમ છે.

## ૫૫૨ ખરાબ પાણી પીવાથી થતા વિકારો.

એક શેર પાણીમાં બે તોલા સૂંઠ નાખી ઉકાળવું, ઉકાળતાં ૦ા શેર પાણી બાકી રહે ત્યારે નીચે ઉતારી, સહેજ ગરમ હોય

ત્યારે તેમાં એક નાની ચમચી મધ નાખી પીવાથી પાણીથી થતા દોષો મટે, શ્વાસ, ઉધરસ, ઉદરરોગો, મંદાગ્નિ, અરુચિ, પીનસ વગેરે મટે, શરીર કાન્તિમાન થાય, ચિત્ત અને નેત્ર સારાં થાય.

### ૫૫૩ પાણી પીવામાં રાખવી જોઈતી સાવચેતી.

પાણી સ્વચ્છ, કચરા વગરનું તેમજ ડોળું ન હોવું જોઈએ, ગાળ્યા સિવાય પાણી પીવું નહીં, કોઈ ગામમાં રોગ ફાટી નીકળ્યો હોય ત્યારે પાણી ઉકાળી, ઠંડું પાડી, તે પાણી ઉપયોગમાં લેવું.

### ૫૫૪ રસોળીનો ઈલાજ.

સાજીખાર, મૂળાનો રસ અને શંખનું ચૂર્ણ, તેને સરખે વજને લેવાં, પછી તેનો રોજ રસોળી ઉપર લેપ કરવાથી રસોળી મટે છે.

### ૫૫૫ રસોળીનો ઉપાય.

મૂળાનો રસ તોલો એક, હળદરનું ચૂર્ણ તોલો એક તથા શંખનું ચૂર્ણ તોલો એક એ પ્રમાણે સરખે વજને લઇ, ખૂબ વાટી, એકરસ કરી, તેનો લેપ રસોળીની જગ્યાએ કરવાથી રસોળી મટે છે.

### ૫૫૬ રસોળી માટે પ્રયોગ.

વડનું છીર એટલે કે દૂધ, કઠ, અને બીડલવણ દરેક સરખે વજને લઈ, બરાબર વાટી, બારીક કરી, તેનો રસોળી ઉપર લેપ કરવાથી મટે છે.

### ૫૫૭ રસોળીની દવા.

સરગવા તથા મૂળા તેનાં બી, સરસવ, તુલસી અને ઈંદ્રજવ દરેક સરખે વજને લેવાં, તેને બારીક કરી, ભેંશનાં દૂધની છાશમાં વાટી, રસોળી ઉપર લેપ કરવાથી મટે છે.

## ૫૫૮ નખ ઉતરી પડતા હોય.

ગરમીને લીધે જ્યારે નખ ઉતરી પડતા હોય અગર જાડા થતા હોય ત્યારે મેંદીનાં પાન ચોપડવાથી આરામ થાય છે.

## ૫૫૯ નખનું માંસપાક થઈ નખનું જવું.

લોઢાનાં વાસણમાં અથવા ખરલમાં હળદર લીલી તેનો રસ કાઢવો. તે રસ તોલો અડધો, તેમાં હરડે તોલો અડધો પલાળી, તે બન્નેને ઘૂંટવું, પછી તે રોગ ઉપર વખતોવખત લગાડયા કરવું, એટલેકે દિવસના ચારથી પાંચ વખત, એમ રોજ કરવાથી નખનાં માંસમાં પાક થઇ, નખનું જવું થયું હોય તો આરામ થાય છે.

## ૫૬૦ હાથે પગે ચીરા પડવા.

છીપને બાળીને તેનો ભૂકો કરવો, તે તોલો ૦।, ગોળ તોલો ૦।, ઘી તોલો ૦।, મધ તોલો ૦। તે સઘળાંને સાથે મેળવી, એકરસ કરી, કાચના વાસણમાં ભરી રાખવું, તેમાંથી રોજ જ્યાં હાથે કે પગે ચીરા પડયા હોય ત્યાં લગાડવું જેથી ચીરા મટી હાથ પગ સુંવાળા થાય છે.

## ૫૬૧ નાના મસા ખરી પડે.

નાના મસા મોઢે કે કોઇપણ જગ્યાએ થયા હોય તો સાજીખાર અને કળી ચુનો સરખે ભાગે લઈ, પાણી સાથે મેળવી, ઘુંટી, મસા ઉપર તેટલાજ ભાગમાં લગાડવાથી મસા ખરી પડે છે. તુરત ન ખરી પડે તો બેચાર દિવસ લગાડવાનું ચાલુ રાખવું.

## ૫૬૨ માર, ચોટ લાગેલ હોય ત્યારે.

ટંકણખાર તથા ઘી સરખે વજને લઇ લેપ કરવાથી આરામ થાય છે.

## ૫૬૩ ગાંઠ થઈ હોય.

શરીરમાં ગાંઠ થઈ હોય તો ખડીચાક અને મીઠું સરખે વજને લઇ, પાણી સાથે મેળવી, લેપ કરવાથી ગાંઠ મટે છે.

## ૫૬૪ પગમાં ચીરા પડવા.

બહુ ફરવાથી સુકાઈ ગયેલા પગનાં તળાંમાં વાયુ બહુ પીડા વાળી પગમાં ફાટ ઉત્પન્ન કરે છે. તેમાં રાળ તોલો ૦ા તથા સિંધવમીઠું તોલો ૦ા લઇ, તેનું ચૂર્ણ કરી, ઘી તથા મધ અને સરસીયું તેલ તે દરેક તોલો ૦ા લઇ, તેને ખૂબ મથવું અને એકરસ કરી, તેને પગ પર ઘસવું, જેથી પગમાં પડેલા ચીરા મટે છે.

## ૫૬૫ પગમાં થતા કપાશીયા.

પગમાં ચામડી પર કપાશીયા કે જેને કેટલાક કપાશી પણ કહે છે તેને કાપી નાખી, ખૂબ ગરમ તલનું તેલ લઇ, તેટલી જગ્યાએ મુકી બાળવાથી આરામ થશે.

## ૫૬૬ હૃદયનું શૂળ મટે.

બીજોરાનાં ફળનો રસ તોલો ૦ા, મધ તોલો ૦ા તથા જવખાર ચાર ચણોઠીભાર લઈ, ત્રણને એકત્ર કરી, એકરસ બનાવવાં. તેને રોજ પીવાથી પેટના વાયુથી થતું હૃદયનું શૂળ મટે છે.

## ૫૬૭ શરીરની સુંદરતા વધે.

એલચી, તજ, તમાલપત્ર અને નાગકેસર એ ચારે ઔષધો સરખે વજને લઇ, ચૂર્ણ કરી, રોજ દિવસના ત્રણ વખત, સવાર, બપોર, સાંજ એકએકઆનીભાર પાણી સાથે લેવાથી શરીરનો

વર્ણ સુધરે છે અને સુંદરતા આવે છે. આ પ્રયોગ સ્રી કે પુરૂષ કોઇ પણ કરી શકે છે.

## ૫૬૮ ભાંગેલાં હાડ સંધાય છે.

બાવળનાં બીજનું વસ્રગાળ ચૂર્ણ કરાવી, તેને દિવસમાં બે વખત (સવાર સાંજ) બેઆનીભાર મધ સાથે ચાટવાથી ભાંગેલાં હાડ સંધાય છે. આ રોગમાં રોજ શીરો તથા ઘીવાળા પદાર્થો ખાવાથી હાડ સાંધવામાં ઘણી મદદ કરે છે.

## ૫૬૯ માર વાગેલ પર પ્રયોગ.

સાજીખાર, હળદર અને દારૂહળદર, એ સઘળાં સરખે વજને લઇ, વાટી, માર લાગેલ હોય ત્યાં દિવસના ભાગમાં લેપ કરવાથી આરામ થાય છે. ખટાશ ન ખાવી.

## ૫૭૦ હાડકાં મજબૂત કરવાનો પ્રયોગ.

બાવળનું ચૂર્ણ ખંડાવી, કપડે ચળાવી, સવારે બેઆનીભાર તથા સાંજે બેઆનીભાર મધ સાથે ચાટવાથી હાડકાં મજબૂત થાય છે અને હાડકું ભાંગ્યું હોય તો સંધાય છે.

## ૫૭૧ ભમરી તથા મધમાખનાં ડંખ પર.

ભમરી તથા મધમાખી તેમજ બીજાં જીવજંતુના ઝેરી ડંખ પર ગેરૂ ચોપડવાથી ઝેર ઉતરે છે અને બળતરા મટે છે. શાન્તિ આપી આરામ કરે છે.

## ૫૭૨ પાક થતો અટકે.

કોઇપણ શરીરના ભાગ પર પાક થશે એમ માલમ પડે તો ત્યાં નવસારને પાણીમાં ભીંજાવીને તેનાં પોતાં મુકવાથી પાક થતો અટકે છે. પાક થાય છે, એમ જાણવાની નિશાની એ છે

કે તે ભાગમાં લોહીનો જમાવ થાય છે, તે જગ્યાએ થોડો સોજો માલમ પડે ને તે ભાગ શરૂઆતમાં લાલાશ તથા પાછળથી કાળાશ પકડે છે, તેમજ તે ભાગ પર થોડો થોડો દુખાવો થાય છે, તે જગ્યાએ નવસારને થંડા પાણીમાં નાખી જો પોતાં મુકયાં હોય તો પાક થતો અટકે તથા સોજો નરમ પડે.

## ૫૭૩ વિરસપણાનો પ્રયોગ.

મુખમાં રસ આવતો ન હોય, મુખ સૂકું પડતું હોય, તાળવું પણ સુકાતું હોય, ગળામાં શોષ પડતો હોય તે રોગમાં સાકર અને દાડમની છાલ મુખમાં રાખવાથી ગુણ કરે છે. કાળી-દ્રાક્ષ (સૂકી) તથા દાડમના દાણા (મીઠા) બન્ને એકએક તોલો લઇ વાટવા, પછી તેમાંથી થોડું થોડું મુખમાં રાખવાથી મુખમાંથી રસનું ચાલ્યું જવું એટલે કે વિરસપણાને મટાડે છે.

## ૫૭૪ પિત્તના દરેક રોગો ઉપર.

હરડે એક તોલો, બહેડાંની છાલ બે તોલા અને સૂકાં આંબળાં (ઠળીયા કાઢેલ) તોલા ચાર તે બધાંને ખાંડી, ચાળી, વસ્ત્રગાળ ચૂર્ણ કરવું. આ ચૂર્ણ બેઆનીભાર રોજ સવાર સાંજ લેવાથી પિત્તના દરેક રોગ ઉપર ફાયદો કરે છે, મગજની ગરમીને શાન્ત કરે છે, તથા આંખોના રોગો ઉપર ગુણકારી છે.

## ૫૭૫ શરીરના વેગો રોકવાથી થતી હાની.

ઝાડાનો વેગ રોકવાથી, મૂત્રનો વેગ રોકવાથી, વીર્યનો વેગ રોકવાથી, ભૂખ રોકવાથી, તરસ રોકવાથી, ઉંઘ રોકવાથી, બગાસું રોકવાથી, આંસુ રોકવાથી, ઉલટી રોકવાથી, કસરત કરવાથી, ઉપજેલો શ્વાસ રોકવાથી, ઉધરસ પરાણે અટકાવી રાખવાથી, ઓડકારને રોકવાથી, છીંક આવતી હોય તેને રોકવાથી, પવન

ગુદા વાટે સરતો હોય તેને અટકાવવાથી અનેક જુદીજુદી જાતના રોગો થાય છે, માટે તેની પ્રવૃત્તિ, ગતિ થવાની શંકા થાય તો તેના વેગોને રોકવા નહીં.

## ૫૭૬ તંદુરસ્તી રહે.

ચૈત્ર મહિનામાં બેસતે મહિને છ દિવસ સુધી લીંબડાનો મહોર એટલે કે ફૂલ, પાણીમાં વાટી ઘૂંટી, જરા મીઠું નાખી, સવારના પીવાથી, લોહી વિકાર મટે, શરીરના દરેક દોષ મટે અને તંદુરસ્ત કરે.

## ૫૭૭ તંદુરસ્તી જાળવવા માટે શું કરશો ?

પગ ગરમ રહેવા જોઇએ અને માથું થંડુ રહેવું જોઇએ, પગને થંડા ન રાખવા, તેમ માથાને ગરમ રાખવા કોશીષ ન કરવી, માથે શેક તો કરવોજ નહીં, નહીંતર જ્ઞાનતંતુને નુકશાન પહોંચે છે.

## ૫૭૮ પાંડુરોગનો ઈલાજ.

પાંડુરોગ કે જેમાં લોહી સફેદાઇ પર આવી, દર્દી નબળો પડી જાય છે, તેમાં હરડાં, બહેડાં, આબળાં, ગળો, કડુ, લીંબડાની છાલ, કરીઆતું અને અરડૂસી એ આઠે ઔષધો સરખે વજને (તોલો એક એક) લઇ, તેને અધકચરાં ખંડાવવાં, તેમાંથી તોલો એક લઇ, તેની અંદર સોળગણું પાણી નાખી ઉકાળવું, ઉકાળતાં ઢાંકવું નહીં, પછી બળતાં અર્ધું પાણી બાકી રહે ત્યારે નીચે ઉતારી તેના ત્રણ ભાગ કરવા, અને સવાર, બપોર, સાંજ સહેજ ગરમ હોય ત્યાંજ પી જવું, જેથી કમળો, પાંડુરોગ વગેરે મટે છે અને આરામ થાય છે.

## ૫૭૯ લાલકેળાંનો પ્રયોગ.

લાલકેળાંને બાફી, તેની લોપરી કરી, કપડાનાં બેવડમાં લઈ, જ્યાં સોજો આવ્યો હોય, દુખાવો થતો હોય ત્યાં તેની ઉપર ગરમ ગરમ બાંધવાથી આરામ થાય છે. ખાસ કરી ગળાનાં દુખાવામાં, સુજનમાં ઘણું સારૂં કામ કરે છે.

## ૫૮૦ લસણ નુકશાન કોને કરે છે?

જે માણસને પાણી, ગોળ અને દૂધ ઉપર વધારે પ્રેમ હોય એટલે કે વધારે ખાતો હોય તેને લસણ માફક આવતું નથી, તેમજ ખટાશ જેને અપ્રિય હોય અને અજીર્ણ જેનાથી સહન ન કરી શકાતું ન હોય તેવી પ્રકૃતિ હોય તેને લસણ નુકશાન કરે છે.

## ૫૮૧ માકડનો ઉપદ્રવ મટે.

ગરમાળાની શીંગ પથારી નીચે રાખવાથી માકડ ઢગલો થઇ પડે છે અને પાછા થતા નથી.

## ૫૮૨ સર્પ ઘરમાં આવતો હોય.

દેવકંદ ઘરમાં બાંધી રાખવાથી સર્પ જો ઘરમાં કાયમ આવતો હોય તો બંધ થઇ જાય છે અને નાસી જાય છે.

## ૫૮૩ મધનો પ્રયોગ.

મધનો કોગળો મુખમાં ભરી થાકી જવાય અને બહાર પરશેવો લાગવા માંડે ત્યારે કાઢી નાખવો, એ રીતે દિવસના બે વખત કરવાથી મુખમાં પડેલાં ચાંદાં, ગરમી તેમજ વખતોવખત લાગતી તરસ મટાડે છે, અને મુખ સ્વચ્છ કરી આરામ કરે છે. પથ્યમાં ગરમ ચીજો ન ખાવી. એક જુલાબ લઇ લેવો.

## ૫૮૪ મધ ખાવું ઉત્તમ કેમ છે ?

નવું મધ પુષ્ટિકારક, દસ્ત સાફ લાવનાર, આંખોને થંડક આપનાર, જઠરાગ્નિને વધારનાર, રુચિકારક અને પિત્તને બેસાડે છે, તથા જે ચીજની સાથે ખાવામાં આવે તે ચીજના ગુણોને મદદ કરવાનો ખાસ ગુણ ધરાવે છે, જેથી ઘણી દવાઓ સાથે મધનું અનુપાન હોય છે. જુનું મધ દસ્તના પાતળાપણાને મટાડનાર, શરીરમાં મેદ વધ્યો હોય તો ઘટાડનાર અને શરીરમાંથી મળોને ઉખેડી કાઢનાર છે. જુનું મધ તેને કહેવાય છે કે જેને એક વર્ષ વીતિ ગયું હોય. મધ જો ગરમ કર્યું હોય અથવા ઉનાળામાં ગરમીથી તપી ગયેલાએ લેવાથી અગર ગરમ પદાર્થ સાથે ખાવામાં લેવાથી તે શરીરને ઝેરના જેટલું નુકસાન કરે છે.

## ૫૮૫ બ્રાહ્મીનું ઘી.

બ્રાહ્મીનો પાલો મંગાવી, તેનો રસ શેર ચાર કઢાવવો, તેમાં ઘી શેર ચાર નાખી મેળવવું, પછી તેને ઉકાળવું, પાણીનો ભાગ બળી જતાં જે બાકી ઘી જેવું રહે તેનું નામ બ્રાહ્મીનું ઘી. આ ઘી મગજના દરેક રોગ ઉપર ખાવું.

## ૫૮૬ ફળનો પ્રયોગ.

પોપૈયું, મોસંબી, સંતરાં, દ્રાક્ષ (લીલી) વગેરેમાંથી એક અથવા દરેક જમીને ખાવાથી પાચન સારૂં થાય છે. દસ્ત સાફ લાવવાનો અને કબજીયાત મટાડવાનો ગુણ તેમાં રહેલો છે, માટે આ ફળો રોજ ખાવાથી શરીરને ગુણકારી છે. આ ફળો ચાવીને ખાવાં જોઇએ, રસ લેવો ઉત્તમ નથી.

## ૫૮૭ ગુલકંદ.

ગુલાબનાં ખીલેલાં તાજાં ફૂલો લાવી, તેનાં ડીંટીયાં કાઢી, નાખવાં અને પાંખડીઓ જુદી પાડવી. પાંખડીઓના વજનથી

ચાર ગણી દળેલી સાકર લેવી, એટલે કે એક રતલ ગુલાબની પાંખડી અને ચાર શેર દળેલી ખૂબ બારીક સાકર લઈ, પછી એક કલાઇની રકાબીમાં પાંખડીઓ અને તેટલીજ સાકર લઇ ખૂબ, ચોળવાં, પછી બરણીના તળીએ સાકરનો થર પાથરી, તેમાં પાંખડી અને સાકરને ચોળી બરણીમાં ભરતા જવું, વચમાં સાકરનો થર પાથરવો, અને ઉપર પણ સાકર ખૂબ પાથરવી, પછી બરણીનું મોઢું માટીથી અને કપડાથી બંધ કરી, બરણી રાખી મૂકવી. ચાર માસ પછી ખોલતાં પાંખડીઓ ગળી જઇ, સાકર સાથે મળી જશે. તેનું નામ ગુલકંદ. વધારામાં (તૈયાર થયે) ગુલાબજળ અથવા ગુલાબનો અર્ક નાખવાથી ખુશબો વધારે આપે છે. આ ગુલકંદ ઉનાળામાં ખાવાથી થંડક થાય છે અને પેટ સાફ રહે છે. દાહ અને પિત્તનાં દરદોમાં ગુલકંદ ખાવાથી ફાયદો થાય છે.

## ૫૮૮ સૂર્યકિરણો.

શિયાળામાં કે ઉનાળામાં સવારનાં સૂર્યકિરણો શરીર પર લેવાથી શરીર સુખાકારી રાખે છે. વરસાદના સમયમાં જ્યારે પણ તડકો નીકળે ત્યારે તેને શરીર પર લેવો, એ આરોગ્ય વધારે છે. શિયાળામાં સવારે ફરવા જવું ત્યારે સૂર્યોદય પછી અને સૂર્યકિરણો શરીર પર લઇ પછીજ પાછું ફરવું.

## ૫૮૯ પડતર ઔષધો શું કરે ?

પડી રહેલાં ઔષધનાં ચૂર્ણોમાં બે માસ પછી કસ રહેતો નથી, એક વર્ષ પછી ગોળીમાં કસ રહેતો નથી, તેમજ એક વર્ષ પછી અવલેહ, ચાટણ વગેરે ઉપયોગી રહેતું નથી, માટે તાજી ઔષધી ઘેર બનાવી લેવી, અગર તાજી મળવાની ખાત્રી

હોય ત્યાંથી ઔષધી લેવી. આસવો અને ભસ્મો જેમ જુનાં થાય તેમ વધારે સારાં થતાં જાય છે.

## ૫૯૦ ઘીનો પ્રયોગ.

દેવતાથી બળેલા ભાગ પર ઘી લગાડવાથી આરામ કરે છે. હાથ પગનાં તળાંની અને કપાળની સખ્ત બળતરામાં તેના પર ઘી ઘસાવવું. તાજા ઘી કરતાં જૂનું ઘી વધારે ફાયદો કરે છે, સાદા ઘી કરતાં ધોયેલ ઘી દાહને શાન્તિ કરવા માટે લગાડવામાં વધારે ગુણકારી છે. ઘીને ધોતી વખતે ઘીમાં થોડું પાણી નાખી, આંગળીથી હલાવવું, તેથી પાણીમાં ફીણ વળે છે તે પાણી કાઢી નાખી, બીજું પાણી નાખી ધોવું, જેમ વધારે વાર પાણીથી ધોવાય છે તેમ વધારે સ્વચ્છ, સફેદ અને ગુણકારી થાય છે. તે ધોયેલ ઘી સખ્ત બળતરામાં ચોપડાય છે. આંખો બળતી હોય ત્યારે કપાળે ચોપડવાથી બળતરા શાન્ત થાય છે. શિયાળામાં જ્યારે હોઠ ફાટે છે ત્યારે તે પર ઘી લગાડાય છે અને આરામ કરે છે.

## ૫૯૧ નાળિયેરનું પાણી.

નાળિયેરનું પાણી પીવાથી શરીરમાં થંડક થાય છે, તરસ છીપે છે અને પેશાબ સાફ ઉતરે છે. પડી ગયા પછી, પછાડ ઉપર નાળિયેરનું પાણી પીવાથી ફાયદો થાય છે અને પડવાથી થતી ખરાબ અસર થતી નથી, પિત્તને હટાડે છે. પૌષ્ટિક પણ છે, ગરમીથી માથું દુખતું હોય તો સવાર સાંજ નાળિયેરનું પાણી પીવાથી ફાયદો થાય છે.

## ૫૯૨ ગોળનો પ્રયોગ.

ગોળ ખાવામાં જૂનો સારો છે. જૂનો ગોળ પચવામાં હલકો, ચીકાશથી શરીરમાં ભારેપણું કરનાર નથી, જઠરાગ્નિને વધારનાર,

પિત્તને હણનાર, મધુર, બળ આપનાર, વાયુને હણનાર, લોહીને સ્વચ્છ કરનાર, હૃદયના રોગો સારા કરનાર અને હૃદયને બળ આપનાર છે. વીર્યને વધારે છે અને મૂત્રને સાફ કરે છે, હૃદયને આઘાત કોઇ આફતથી થયો હોય તો, (શોક વગેરેમાં) ગોળની બનાવટની ચીજો ખાવાથી શરીરને થયેલું નુકસાન મટાડે અને શરીરને ગુણકારી નીવડે છે. એકદમ તાજો નવો ગોળ ન ખાવો, જૂનો ગોળ તે કહેવાય છે કે જેને એક વર્ષ વીતિ ગયું હોય. તાજો નવો ગોળ કફને, શ્વાસને, ઉધરસને કૃમિઓને અને અગ્નિને વધારનાર છે. આદુનો રસ તોલો અડધો અને ગોળ તોલો અડધો મેળવી, સવારમાં લેવાથી તુરત કફને મટાડે છે. હરડે ચૂર્ણ તોલો ૦।, ગોળ તોલો અડધો સાથે મેળવી ખાવાથી પિત્તને હટાડે છે અને સૂંઠ બેઆનીભાર અને ગોળ તોલો ૦। લઇ મેળવી ખાવાથી વાયુને મટાડે છે. આવી રીતે ગોળ ત્રણે દોષને મટાડે છે, અને બહુ ગુણકારી છે.

## ૫૯૩ ગળો (લીંબડાની,) તેનો પ્રયોગ.

લીંબડાની ગળોનો રસ તોલો એક તથા ઘી તોલો ૦। મેળવી, રોજ સવાર સાંજ લેવામાં આવે તો વાયુ મટે છે, ગળોનો રસ તોલો એક તથા ગોળ તોલો અડધો સાથે મેળવી ખાવાથી મળબંધ મટે, કોઠો સાફ રહે, ગળોનો રસ તોલો એક તથા મધ તોલો ૧ સાથે મેળવી, લેવાથી કફ મટે છે. ગળોનો રસ તોલો ૧ તથા એરંડિયું તેલ તોલો અડધો સાથે મેળવી પીવાથી વાતરક્ત મટે છે. ગળોનો રસ તોલો એક તથા સૂંઠ ચૂર્ણ તોલો ૦।। સાથે મેળવી પીવાથી આમવાત મટે છે. આ ઔષધ સવારમાં વહેલાં રોજ લેવું જેથી થોડા સમયમાં આરામ થાય છે.

## ૫૯૪ શેરડીનો પ્રયોગ.

શેરડી ચૂસીને ખાવાથી વધારે ફાયદાકારક છે, તે ખાવાથી દાહ, બળતરાનું શમન થાય છે. શકિત આપનાર, પિત્તને મટાડનાર, જરા ભારે તથા મૂત્રને વધારનાર છે, તેમજ થંડી છે, લોહીના બિગાડને શેરડી ખાવાથી ગુણ કરે છે, શેરડી ખાવાથી ઉંઘ ન આવતી હોય તો સારી ઉંઘ આવે છે.

## ૫૯૫ શેરડીના રસના ગુણ.

પીલાયેલો શેરડીનો રસ થંડો તેમજ મળને રોકનાર છે અને પચવામાં ભારે છે, શેરડીનો રસ શેરડી ચૂસીને ખાવા કરતાં ઓછો ફાયદાકારક છે.

## ૫૯૬ શેરડીનો વાસી રસ.

શેરડીનો વાસી રસ પીવાથી સારો લાગતો નથી, ખાટો થઈ ગયેલો હોય છે, પચવામાં ઘણોજ ભારે છે, કફ અને પિત્ત બન્નેને વધારી તંદુરસ્તી બગાડે છે, ગળે શોષ પડવા લાગે છે, દસ્ત લગાડે છે અને મૂત્રને પણ વધારી મુકે છે. વાસી શેરડીનો રસ પીવો સારો નથી.

## ૫૯૭ ભાજીનો પ્રયોગ.

તાંદલજાની ભાજીમાં ઝાડો સાફ લાવવાનો ગુણ રહેલો છે, પેશાબ સાફ અને સ્વચ્છ કરે છે, શરીરમાં આવતી ચળ મટાડે છે, વાતરક્ત, ખસ, લુખસ, તથા ચામડીનાં દરદો ઉપર ખાસ ખાવાથી ગુણકારી છે, લોહી સાફ કરે, ઉનવા, કે પેશાબમાં થતી બળતરા મટાડે છે, ખોટી ગરમી દૂર કરે છે, પિત્તનો પ્રકોપ દબાય છે, તૃષા, દાહ, ઉલટી, માથું દુખવું વગેરે બંધ કરે છે, પેટ કઠણ રહેતું હોય, અગર ઝાડો અજીર્ણ જેવો

ઉતરતો હોય તો પૂષ્કળ પાણીમાં બાફેલી તાંદલજાની ભાજી ખાવાથી પેટ સાફ આવે છે અને આરામ થાય છે, જે દરદીને યકૃત (લીવર)ની અને બરલની ગાંઠ વધેલ હોય તેને તાંદલજાની ભાજી ખાવી સારી છે. લાંબો વખત લેવાથી બન્ને ગાંઠો ઉપર ફાયદો કરે છે. ખાવાનું વજન, ખાઇ શકાય તેટલા પ્રમાણમાં લઇ શકાય છે.

## ૫૯૮ પાનનો પ્રયોગ.

પાન પાકેલું, તીખાશ વગરનું, પાતળું, નાનું, ધોળાશ પર હોય તે પાન કાથાચુના સાથે ખાવામાં ઉત્તમ છે, અને બીજાં પાન ઓછા ગુણવાળાં છે. બંગાળ દેશનું બંગલા પાન કેવળ તીખા રસવાળું અને દસ્ત સાફ કરનાર, પાચક છે, ગરમ છે અને કફને હટાડનાર છે. પાનના ગુણ–રુચિ ઉપજાવનાર, દસ્ત સાફ કરનાર, લોહી અને પિત્તને વધારનાર, કફને મટાડનાર, મોઢાંની દુર્ગંધ ટાળનાર, દાંતમાં ભરાયેલો કચરો સાફ કરનાર, પરિશ્રમને હરનાર, જીભ સાફ કરનાર, તેમજ મોઢામાં સ્વચ્છતા અને સુગંધ આપનાર છે. મોઢાની લાળને મટાડે છે, ગળાનાં રોગને શમાવે છે. પાન નવું એટલે કે તુરતનું તોડેલું અગર પાક ઉપર ન ચડેલું તેવું નવું તે મધુર, રસવાળું, સહેજ કડવું, ભારે, કફને વધારનાર અને ભાજીપાલાનાં ગુણવાળું છે. પાનમાં કાથો અને ચુનો સમાન ભાગે મેળવી ખવાય. કાથો કફ અને પિત્તને મટાડનાર છે, અને ચુનો હાડકાંને પોષણ આપનાર, જઠરાગ્નિને સુધારનાર અને વાયુ તથા કફને હરનાર છે. પાન, કાથો ચુનો મેળવીને ખાવાથી ત્રણે દોષને સરખા રાખે છે, અને મન પ્રફુલ્લિત રહે છે. સવારમાં પાનબીડી ખાવી હોય તો સોપારી જરા વધારે નાખવી, બપોરે ખાવી હોય તો કાથો

કંઇક વધારે નાખવો અને રાત્રિએ પાન ખાવું હોય તો ચુનો જરા વધારે નાખવો. આ પ્રમાણે પાનબીડી ખાવાથી શરીરને હિતકારી છે. અગ્રભાગ (આગળનો) તથા મૂળભાગ (નીચેનો) કાઢી નાખવો, નસો પણ કાઢી નાખવી, કારણ કે તે ખાવાથી બુધ્ધિને નુકશાન થાય છે, પાનબીડીની પહેલી પીચકારી ગળે ઉતારવાથી શરીરને નુકશાન થાય છે, બીજી પીચકારી પણ માંડ પચે તેવી છે અને ઝાડો લગાડનાર છે. માટે પહેલી બે પીચકારી થૂંકી નાંખવી જોઇએ અને બાકીનો રસ ગળી જવો જોઇએ. પછી થૂંકવુંજ ન જોઇએ. જેણે રેચ લીધો હોય તેણે અને ભૂખ્યાએ પાનનું બહુ સેવન કરવું ન જોઇએ, અને કરે તો શરીર, દ્રષ્ટિ, કેશ, દાંત, જઠરાગ્નિ, કાન, વર્ણ અને બળની ક્ષીણતા થાય, તેમજ ઘણાં પાન ખાવાથી ગળું સૂકાય છે, પિત્ત, વાયુ વધી પડે છે. નબળા દાંતવાળાએ, આંખના રોગવાળાએ, મૂર્છા આવતી હોય તેણે, અને નશાથી પીડાતો હોય તેણે પાન ન ખાવાં.

## ૫૯૯ સોપારીનો પ્રયોગ.

સોપારી રુચિ ઉપજાવનાર, મોઢાનો સ્વાદ કે રસ ચાલ્યો ગયો હોય તો મટાડી, રસ ઉત્પન્ન કરનાર છે, પિત્તને મટાડનાર, વધારે ખાવામાં આવે તો મીણો પણ ચડી આવે છે. સોપારી પાચક પણ છે, લીલું સોપારી પચવામાં ભારે, દહીંની પેઠે કફ કરનાર અને જઠરની અગ્નિને બગાડનાર તેમજ આંખોની શકિતને હરનાર છે. ખાવામાં ઉત્તમ શેકેલાં સોપારી છે જે ત્રણે દોષને (વાત, પિત્ત અને કફને) મટાડે છે, જે સોપારીનો મધ્ય ભાગ કઠણ હોય તે સોપારી ઉત્તમ છે. સોપારી પ્રમાણુમાં ખાવાં, એટલે કે મુખવાસ તરીકે ખાવાથી સારાં છે, પણ વધારે ખાવાથી નુકસાન કરે છે, માટે પ્રમાણુમાં સોપારી ખાવાં.

## ૬૦૦ કસરતનો પ્રયોગ.

કસરત કરવાથી .શરીરમાં સ્ફૂર્તિ આવે છે, કામ કરવાનો ઉમંગ વધે છે, અવયવો સારા દેખાવનાં તથા ઘાટીલાં થાય છે, ને કસરત કરવાથી રોગો બનતાં સુધી હુમલો કરી શકતા નથી, વિરૂદ્ધ અથવા પેટમાં બરાબર નહીં પાકેલું અન્ન પણ તુરત પાચન કરે છે, કસરત કરનારને જાડાપણું આવતું નથી અને શરીર જાડું થયું હોય તો મટે છે, કસરતની હદ ઓળંગી જવાથી ફાયદા કરતાં નુકસાન વધારે થાય છે. કસરત કરતાં જ્યારે કપાળ પર, નાક પર, ગાત્રોનાં સાંધાઓ પર અને કાખમાં પસીનો આવે ત્યારે કસરત બંધ કરવી જોઇએ, વાયુ મોઢામાં આવે, મુખ સૂકાવા લાગે વગેરે ચિન્હો થાય ત્યારે પણ કસરત બંધ કરવી જોઇએ, એટલે કે તે કસરત કરવાની હદની નિશાનીરૂપ છે. ઉધરસ દમ, ક્ષય, છાતી આદિમાં ક્ષત પડયું હોય તેવા તથા અતિ દુબળા માણસે કસરત કરવી નહીં, તેમજ તંદુરસ્ત માણસે જમ્યા પછી તુરતજ કસરત કરવી નહીં.

## ૬૦૧ લોહી જતું બંધ કરે.

કોઇપણ બહારના ભાગમાંથી લોહી જતું હોય તો રાળનો ભૂકો ભભરાવવો, અગર દાબવો જેથી લોહી બંધ થઈ જશે.

## ૬૦૨ દારૂ પીવાથી થતા ઉપદ્રવો મટે.

દારૂ પીવાથી મત્ત બની, તોફાનો કરે છે તેનો ઉપાય દારૂ પીને તુરતજ ઘી તોલો અડધો અને સાકર તોલો અડધો ચાટે તો તેથી દારૂ પણ તોફાન કરાવી શકતો નથી.

## ૬૦૩ જાયફળ ખાવાથી થતા ઉપદ્રવો.

જાયફળ ખાવાથી જો ઉપદ્રવો ઉભા થાય તો દહીં અને સાકર બન્નેને મેળવી ખાવાથી મટે છે. થંડા પાણીમાં બેસવાથી

મટે છે તથા તેની ઉપર હરડે તોલો ૦। નું ચૂર્ણ પાણી સાથે ખાવાથી મટે છે.

## ૬૦૪ પાન ખાવાથી થયેલ ઉપદ્રવો.

પાન વધારે ખાવાથી જો ગભરાટ થાય અને બીજા ઉપદ્રવો થાય તો ચૂનાને ચોળી વખતો વખત સુંઘવો, જેથી પાન ખાવાથી થયેલા ઉપદ્રવો મટે છે.

## ૬૦૫ સોપારી ખાવાથી થયેલ ઉપદ્રવો.

સોપારી ખાવાથી મીણો ચડેલ હોય, ઉલટી થઇ હોય, મૂર્છા આવી હોય, ઝાડો થયેલ હોય, તેમાંથી કોઇપણ ઉપદ્રવ થઇ આવ્યો હોય તો થંડું પાણી તૃપ્ત થઇને પીવાથી મટે છે. લવણ એટલે કે મીઠું ખાવાથી પણ મટે છે. સોપારીથી ઉપદ્રવ શૂળ સહિત હોય તો સાકરવાળો કોળીયો અનાજનો લેવાથી મટે છે.

## ૬૦૬ કોદરા નામનું અનાજ ખાવાથી થયેલ ઉપદ્રવ.

કોદરા ખાવાથી થયેલા ઉપદ્રવો ભુરા કોળાનો રસ તોલો અડધો તથા ગોળ તોલો અડધો મેળવી પીવાથી મટે છે.

## ૬૦૭ ધતુરો ખાવાથી થયેલ ઉપદ્રવ.

ધતુરો ખાવાથી થયેલ ઉપદ્રવ દૂધ શેર અડધો તથા સાકર તોલા બે નાખી પીવાથી મટે છે, અથવા વધારે જોર હોય તો દૂધ વધારે પણ પીવું.

## ૬૦૮ જમવાનું સ્થાન કેવું હોવું જોઇએ ?

જમવાનું સ્થાન સુંદર, સ્વચ્છ અને ધૂપ, અગરબત્તી વડે સુવાસિત કરેલું હોવું જોઇએ, પણ અસ્વચ્છ કે દુર્ગંધવાળું હોવું જોઇએજ નહીં, કારણ કે અપ્રિય અને ખરાબ પદાર્થો જોવાથી તથા

દુર્ગંધથી મનમાં ઉદ્વેગ થઇ, ખોરાક ઉપર રુચિ થતી નથી, એટલુંજ નહીં પણ તેથી ઉલટી થવાનો પણ સંભવ છે, વળી ભોજનની સાથે રુચિ ઉત્પન્ન કરનાર પદાર્થો જેવા કે મુરબ્બાઓ, મસાલા, લીંબુ, પાપડ વગેરે રાખવા જોઇએ, કારણ જમવામાં સ્વાદ અને મોજ આવવાથી અનાજ સારી રીતે પાચન થાય છે, પણ અપ્રિય અને સ્વાદ વગરનું જમવાથી તેનું પાચન સારી રીતે થતું નથી અને લાંબે વખતે હોજરી બગડી પણ જાય છે.

## ૬૦૯ જમવાનો ખોરાક.

જમવાનો ખોરાક દરેક વખતે તુરતનો પકાવેલો, ગરમ હોવો જોઇએ, કારણ કે ગરમ ખોરાક જમવામાં વધારે સ્વાદવાળો લાગે છે, અને તેથી જઠરાગ્નિ તેજ થાય છે, ખોરાક જલદી હજમ થાય છે અને કબજીયાત થતી નથી. વળી ખોરાક લુખો હોવો જોઇએ નહીં, પણ ઘીવાળો જોઇએ, જેથી સારી રીતે પાચન થઈ, ચરબીને પોષણ મળે છે. શરીર મજબૂત થાય, બળ વધે અને ચામડી ઉપર તેજ આવે છે.

## ૬૧૦ લોકોમાં પ્રચાર પામેલું વૈદ્યક ક્યાંથી આવ્યું ?

લોકોમાં પ્રચાર પામેલા વૈદ્યક નિયમો કે ઔષધો, રૂઢિમાં દાખલ થયેલા કે ધર્મમાં પળાતા સ્વચ્છતાના નિયમો કે ડોસી શાસ્ત્ર કે કોઇ મહાત્માઓ પાસેથી જે વૈદ્યક આવેલું છે તે આયુર્વેદમાંથીજ આવેલ છે.

## ૬૧૧ દૂધની ચા પીશો નહીં.

ચા પોતે જઠરાગ્નિ નરમ પાડનાર છે, પણ પાણીને બદલે દૂધમાં ચા ઉકાળી પીવાવાળાને તો યકૃત (લીવર)ના રોગો થાય છે, કમળો થઈ આવે, અને બીજા પિત્તકારક રોગો શરીરમાં થઈ

આવે છે, માટે દૂધની ચા પીશો નહીં. ચા પીવીજ હોય તો, પાણી ગરમ કરી, ચા અંદર નાખી, તુરત નીચે ઉતારી, દૂધ સાકર નાખી પીવાથી શરીરને ઓછું નુકસાન પહોંચે છે, ચા સાથે કંઇપણ નાસ્તો, પછી ભલે થોડા પ્રમાણમાં, પણ જરૂર લો. ચા, પાણી સાથે બનાવી, તેમાં દૂધ વધારે ઉપર નાખવું હોય તો નાખી પી શકાય. ચા છોડી શકો તો એનાથી રૂડું શું?

## ૬૧૨ નાવાનું પાણી.

નાવાનું પાણી ઉનાળામાં થંડુ તથા શિયાળામાં ગરમ રાખવું, જે વાત દરેક જાણી શકે તેવી છે, પણ શિયાળામાં જે ગરમ પાણીએ નાવામાં આવે છે તે પાણી ગરમ વધારે હોય અને જો તે અતિ ગરમ પાણીથી માથે નાવામાં આવે તો નુકશાન કરે છે અને જ્ઞાનતંતુને હાનિ પહોંચાડે છે, તેમજ આંખને પણ નુકસાન પહોંચાડે છે, માટે પાણી નાવાનું હોય તે સાધારણ ગરમ રાખવું; નહીં થંડુ તથા નહીં અતિ ગરમ. અતિ ગરમ પાણીએ નાવું હોય તો માથા ઉપર તે પાણી પડવા દેવું નહીં. નીચેના ભાગને ગરમ પાણી અનુકૂળ છે અને માથા ઉપર થંડું પાણી અનુકૂળ છે તે ધ્યાનમાં રાખી નાવું. આ રીતે નાવાનું અગવડભરેલું થઇ પડે, પણ ગરમ નહીં તેમજ થંડું નહીં તેવા પાણીએ નાવાથી આખા શરીરને કોઇ પણ રૂતુમાં અનુકૂળ આવે છે.

## ૬૧૩ શ્વાસ કેમ લેશો?

શ્વાસ હંમેશા નાકથી લેવો, મોઢું ઉઘાડી હવા લેવી નહીં. નાક એ હવાની ગરણી છે અને મુખવાટે હવા લેવાથી રજકણો અને કેટલીક વાર જંતુઓ પણ શ્વાસદ્વારા ફેફસાંમાં જઈ નુકસાન પહોંચાડે છે.

## ૬૧૪ પિત્ત પ્રકૃત્તિનાં લક્ષણો.

જુવાનીમાં જેને ધોળાં આવેલાં હોય, બુધ્ધિવાળો હોય, શરીરે પરસેવાવાળો, ગુસ્સાવાળો અને સ્વપ્નમાં તેજસ્વી પદાર્થો જોનારો પિત્ત પ્રકૃત્તિવાળો જાણવો.

## ૬૧૫ કફ પ્રકૃત્તિવાળાનાં લક્ષણો.

ગંભીર, બુધ્ધિવાળો, જાડો, ચીકટ વાળવાળો, જોરાવર અને સ્વપ્ન જ્યારે આવે ત્યારે તે જળાશયને જોનારો હોય તે કફ પ્રકૃત્તિવાળો જાણવો.

## ૬૧૬ વાતપ્રકૃત્તિવાળાનાં લક્ષણો.

થોડા વાળવાળો, દુર્બળ, સૂકાં શરીરવાળો, બોલકો, ચંચળ મનવાળો તથા સ્વપ્નની અંદર પોતે આકાશમાં ફરે છે એમ જોનારો વાતપ્રકૃત્તિવાળો જાણવો.

## ૬૧૭ ગૃહસ્થાશ્રમી ક્યારે થવું ?

વીસમા વર્ષથી માણસે લગ્ન કરી ગૃહસ્થાશ્રમી થવું અને સંસારી નિયમો પાળવા શરૂ કરવાજ એ તંદુરસ્તી જાળવવાનો નિયમ છે.

## ૬૧૮ અંજન ક્યારે આંજવું ?

આંખની અંદર જે અંજન આંજવું તે સાંજના અથવા સવારના આંજવું. અંજન હંમેશાં આંજવું નહીં, તેમ અતિ થંડી પડતી હોય કે અતિ ગરમી પડતી હોય, ઘણો પવન ફૂંકાતો હોય અને વાદળાં ચઢયાં હોય તે વખતે આંખની અંદર અંજન એટલે કે સુરમો, આંજણ કંઈ આંજવું નહીં.

## ૬૧૯ ચામડીના રોગો પર લેપ.

દુર્વા એટલે કે જેને ધ્રો કહે છે તે અને હળદર બન્ને સરખે ભાગે લઇ, તેને વાટીને લેપ શરીરે લગાડવાથી, શરીરે આવતી ચળ મટે, ખસ ઉપર લગાડવાથી તે મટે, દાદર ઉપર લગાડવાથી આરામ કરે.

## ૬૨૦ ગંગાજળનો પ્રયોગ.

ગંગાજળ દરેક રોગ ઉપર અકસીર છે, અને શરીરમાં જે જુદીજુદી જાતના રોગ દાખલ થઇ ઉપદ્રવ ઉભા કરે છે તે ગંગાજળ પીવાથી નાશ પામે છે. ગંગાજળથી નાવાથી પણ ઘણા રોગો મટે છે. અનેક ઝરાઓ જે તંદુરસ્તી સુધારવાને વખણાય છે તે દરેક ઝરાનાં પાણી કરતાં ગંગાજળ અતિ ઉત્તમ છે. ઘણાં માણસો ગંગાજળ ઘરમાં મંગાવી રાખે છે અને કોઇને ગંભીર માંદગી થતાં તેને આપવામાં આવે છે, પરંતુ માંદગી વધી પડયા પછી ગંગાજળ આપવામાં આવે છે તે ખરી રીતે બિમારી શરૂ થતાંજ આપવાથી ફાયદો થાય છે, અને રોગીને આરામ કરવામાં મદદ કરે છે.

## ૬૨૧ કૂતરાનું ઝેર.

અંકોલનાં મૂળને દૂધમાં વાટીને સવારે તોલો અડધો તથા સાંજે તોલો અડધો પીવાથી કૂતરાનું ઝેર એટલે કે હડકાયું કૂતરૂં કરડયું હોય અને હડકવા થયો હોય તે મટે છે. કૂતરૂં કરડયું હોય ત્યાં લાલ મરચાંની ભૂકી દાબી દેવી, જેથી બળશે, પણ મટી જશે.

## ૬૨૨ હડકાયા કૂતરાનું ઝેર.

સફેદ તલ તોલો અડધો, આકડાનું દૂધ તોલો અડધો

તથા ગોળ તોલો અડધો, તે સઘળાંને મેળવી, હડકાયું કૂતરૂં જેને કરડયું હોય તેને રોજ તોલો એકએક સવારે ખવરાવવું, જેથી વિષ ઉતરશે. વધારે જોર હોય તો સાંજે પણ આપવું.

## ૬૨૩ ફુંક મારવાથી વીંછીનું ઝેર ઉતરે.

કેટલાક ફુંક મારીને વીંછી કરડયો હોય તો ઉતારે છે, તે પ્રયોગ આ પ્રમાણે છે. જાદુ નથી. ઘોડાવજને ચાવીને મુખમાં રાખી, જેને વીંછી કરડયો હોય, તેને કાનમાં ફુંક માર્યા કરવાથી વીંછીનું ઝેર ઉતરી જાય છે.

## ૬૨૪ વીંછી કરડે તેનો ઉપાય.

વીંછીં ડંખ્યો હોય તો તે ઉપર તરતજ ઘાણીમાંથી નીકળેલું તરતનું તાજું તલનું તેલ લગાડી દેવું, અથવા તાજું તલનું તેલ, સહેજ ગરમ કરીને ચોપડી દેવું, શાંતિ થશે. અગર ડંખ ઉપર ઘીમાં સિંધવ મીઠું, ઘી જેટલુંજ મેળવી, ખરલ કરીને વારંવાર ચોપડયા કરવું જેથી આરામ થશે.

## ૬૨૫ વીંછીના દંશ પર પોટીસ.

જીરૂં અને સિંધવ સરખે ભાગે લઇ, પાણીમાં વાટી, ચટણી બનાવવી, પછી તેને ઘીમાં કકડાવી, વીંછીંએ જ્યાં ડંખ માર્યો હોય ત્યાં લોપરી (પોટીસ) બાંધી દેવી, જેથી આરામ થઇ શાન્તિ થશે.

## ૬૨૬ વીંછીએ ડંખ માર્યો હોય.

બીજોરાનો રસ અને ગૌમૂત્ર સરખે ભાગે એકઠાં કરી, મેળવી, તેમાં તુલસીની માંજરો ચાર વાટી, સહેજ ગરમ કરી, તેનો ડંખ પર લેપ કરવાથી ફાયદો થાય છે. અથવા દૂધમાં

ઘણીજ સાકર નાખી પીવું, અગર મધ એક ભાગ અને ઘી બે ભાગ લઈ, મેળવી, તોલા બે સુધી પીવું, જેથી વીંછીના ડંખમાં શાન્તિ થઇ, આરામ કરે છે.

## ૬૨૭ ઉંદર કરડયો હોય તો.

ઉંદર કરડયો હોય તો તેની ઉપર સિંદૂર ચોપડી દેવાથી ઝેર ચડશે નહીં. ઉંદર કરડયો હોય તો ખટાશ તેમજ તળેલી વસ્તુઓ ન ખાવી.

## ૬૨૮ ઉંદરના ઝેર પર પ્રયોગ.

ઉંદરનું ઝેર તેના કરડવાથી ચડયું હોય, તો ઉંદરનીજ લીંડીં વાટીને તેના પર ચોપડવી, તો ઝેર નાશ પામે, અથવા ઉંદર કરડયો હોય ત્યારે તુરતજ લગાડવાથી ઝેર ચડશે નહીં.

## ૬૨૯ સર્પના ઝેર પર.

બીલીનાં મૂળને વાટી, બારીક કરી, તે તોલો ૦ તથા ઘી તોલો ૦ સાથે મેળવી ખાવાથી, સર્પવિષ ઉતરી જાય છે.

## ૬૩૦ વાળાનો રોગ શાથી થાય છે?

વાળાનો રોગ ખરાબ પાણી પીવાથી થાય છે, તે સત્ય છે, પણ વાળાનાં જંતુ પાણી દ્વારા પેટમાં જવાથી તેજ મોટાં થાય છે તે વાત સાચી નથી, પણ ખરાબ પાણી પીવાથી શરીરમાં દોષો ઉત્પન્ન થઈ, સોજો લાવે છે, અને માંસને સુકવી તંતુમય દોરાના રૂપમાં બહાર પડે છે.

## ૬૩૧ વાળાનો રોગ ક્યાં થાય છે?

વાળો શરીરના કોઇપણ ભાગમાં નીકળે છે, પણ ખાસ કરીને પગમાં નીકળે છે.

## ૬૩૨ વાળો જંતુ નથી.

વાળો, નારૂના નામથી પણ લોકોમાં જાણીતો છે, તેમ "સ્નાયુક" પણ તેનું નામ છે, જે નામ લોકોમાં પ્રચાર પામેલું નથી, આયુર્વેદમાં તે નામ છે. આ ત્રણ નામથી ઓળખાતો વાળો, જંતુ નથી, પણ અમુક જાતનો દોષ, જે કોપ પામી, સોજો ઉત્પન્ન કરે છે તે માંસને સૂકવી તંતુમય દોરો ઉત્પન્ન કરે છે તે વાળો, નારૂ કે સ્નાયુક કહેવાય છે.

## ૬૩૩ વાળા કુવાના પાણીથીજ થતા નથી.

કુવાના પાણીથીજ અને કુવાનું પાણી ખરાબ થવાથી અને તે પાણી પીવામાં આવવાથી વાળા નીકળે છે, એવું કંઇ એકજ કારણ નથી. ૧૯૨૬માં અમારા ચિકિત્સાલયમાં આ રોગ માટે પહેલ વહેલી શોધ થઇ હતી, કે જે ઔષધથી વાળાનો રોગ મટે. આ શોધ પછી ઘણાં દર્દીઓને સારવાર અમારે ત્યાં અપાઇ, તેમાં જીંદગીમાં પણ કુવાનું પાણી પીધું નથી અને નળનુંજ ઉપયોગમાં લે છે એમ કહેનારાં ઘણાં હતાં. એટલે કે કુવાનાં પાણીથીજ વાળા થાય છે તેવું કંઇ નથી, પણ પાણી સ્વચ્છ અને કોઇપણ જાતના દોષવાળું ન હોય, તે પીવું સારૂં છે, તેમજ તેવો રોગ ચાલતો હોય ત્યારે કોઇપણ જગ્યાનું પાણી હોય તે ઉકાળીને પીવાથી ફાયદો થાય છે, પણ આ રોગ શરીરમાં દોષો થવાથી થાય છે, એટલે પાણીની સાવચેતી રાખ્યા છતાં આ રોગ થવાનો સંભવ છે, જો કે ઘણો ઓછો છે, પણ છે ખરો.

## ૬૩૪ વાળો નીકળવાનાં ચિન્હો.

વાળો નીકળે ત્યારે દાઝયા જેવો ફોલ્લો થાય, જેમાં પાણી ભરેલું હોય છે, અને તે ફુટે છે તે જગ્યાએ વાળો દેખાવ આપે

છે. આસપાસ સોજો લાવે છે. કોઇને આખા શરીરે ખંજવાળ પણ ઉપડે છે.

## ૬૩૫ વાળા ઉપર પ્રયોગ.

જે જગ્યાએ સોજો પીડા કરતો હોય ત્યાં કડવા લીંબડાનાં પાન બાફી, તે જગ્યા ઉપર મુકી, બાંધી, ઉપર વરાળીઓ શેક ચાલુ રાખવાથી સોજો નરમ પડી દર્દ શાન્ત થાય છે, તેમજ ફોલ્લો ફુટી ગયો હોય તો વાળો બહાર પણ નીકળે છે.

## ૬૩૬ વાળાનો ઈલાજ.

અતિવિષ, મોથ, ભારંગી, સૂંઠ, પીપર અને બહેડાં એકએક તોલો દરેક ઔષધ લઈ, ખંડાવી, કપડે ચળાવી, બારીક ચૂર્ણ કરાવવું. તેમાંથી બેઆનીભાર સવારે તથા બેઆનીભાર સાંજે ગરમ પાણી સાથે લેવાથી વાળાનો રોગ મટે છે, સોજો ઉતરે, પીડા મટે અને વાળો નીકળી જાય છે.

## ૬૩૭ વાળાની દવા.

વાળા નીકળ્યા હોય તો બાવળનાં બીજ લઈ, પાણીમાં વાટી, તેનો વાળા જ્યાં નીકળ્યા હોય ત્યાં લેપ લગાડવાથી વાળાનો રોગ મટે છે.

## ૬૩૮ વાળા માટે ઔષધ.

સરગવાનાં મૂળ તથા પાન તોલો અડધો લઇ સિંધવ તોલો અડધો લેવું, પછી દૂધ તોલો અડધો લઈ, તેમાં વાટવાં, અને જ્યાં વાળો નીકળ્યો હોય ત્યાં લેપ કરવાથી વાળો શાન્ત થાય અને નીકળી જાય છે.

## ૬૩૯ વાળા ઉપર લેપ.

જે જગ્યાએ વાળો નીકળ્યો હોય, સોજો આવ્યો હોય, પીડા થતી હોય ત્યાં શરગવાનાં ઝાડની છાલને પાણીમાં વાટી, તેનો લેપ કરવો, અથવા ઓથમીજીરાને બાફી, તેની પોટીસ કરી બાંધવી, જેથી આરામ થશે.

## ૬૪૦ વાળો બહાર નીકળે ત્યારે.

વાળો બહાર નીકળે ત્યારે એક સળી ઉપર બાંધી લેવો અને રોજ જેમ વધારે બહાર નીકળતો જાય, તેમ વીંટાળતા જવું. જો તુટશે તો સોજો લાવી સખ્ત પીડા ઉપડશે.

## ૬૪૧ શીતલા અટકાવવાનો પ્રયોગ.

શીતલા આવતાં અટકાવવા માટે ઘરમાં સવાર સાંજ કડવા લીંબડાનો ધૂપ કરવો, કડવા લીંબડાનાં પાન ઉકાળી, ઘરમાં તે પાણી, સાંજ સવાર છાંટવું, તથા દરેક માણસે કડવા લીંબડાનો રસ તોલો એક સવારે તથા સાંજે પીવો.

## ૬૪૨ શીતલા માટેનો પ્રયોગ.

શીતલાનો તાવ આવે કે તુરતજ કેળનું પાણી સવારમાં તોલો એક પીવું, અથવા સુખડનું તેલ તોલો અડધો સવારે તથા તોલો અડધો સાંજે પીવું, અગર અરડૂસીનો રસ તોલો સવારે પીવો, અથવા ચંબેલીના પાનનો રસ તોલો એક તેમાં મધ તોલો ૦। જેટલું નાખી પીવો. ઉપર બતાવેલી ઔષધીમાંથી કોઈપણ એક જે પસંદ હોય અગર જે મળી શકે તે ઉપયોગમાં લઇ પ્રયોગ દિવસ આઠ સુધી કરે તો તેને શીતલાના વિકારો થાય નહીં.

## ૬૪૩ શીતલાનો ઇલાજ.

કડવા લીંબડાનાં બીજ તોલો ૦।, બહેડાનાં બીજ તોલો ૦।

અને હળદર તોલો ૦। થંડા પાણીમાં ખૂબ વાટી, સવારે રોજ બેઆનીભાર પાણી સાથે લેવામાં આવે તો શીતલાના ઉપદ્રવો હેરાન કરતા નથી.

## ૬૪૪ શીતલાનો તાવ મટે.

રતાંજલી તોલો ૦।, અરડૂશી તોલો ૦।, મોથ તોલો ૦।, ગળો તોલો ૦।, અને કાળી દ્રાક્ષ તોલો ૦।, આ ચારે ઔષધો, અને કાળી દ્રાક્ષ રાત્રે પલાળી રાખી, ઉપરનાં ચાર ઔષધો સાથે વાટી, મેળવી, તેમાંથી તોલો ૦। સવારે તથા તોલો ૦। સાંજે લેવાથી શીતલાનો આવેલો તાવ મટે છે.

## ૬૪૫ શીતલા પાકીને ફાટે ત્યારે.

કોઈ શીતલા પાકીને ફાટે છે તથા પાણી નીકળે છે ત્યારે અડાયાં છાણાંની રાખ કરાવી, તે ઉપર ભભરાવવી, કદાચ બળે પણ ફોલ્લા પોપડા વળી સૂકાઈ જાય છે. બીજો ઉપાય અબીર તે ફોલ્લા ઉપર ભભરાવવો, તે ગુણકારી છે, અને પોપડા વળી સૂકાવા લાગે છે. આથી બળશે નહીં. ફોલ્લા પર માખીઓ બેસવા દેવી નહીં અને લીંબડાનાં પાનની ઝુડીથી તેને ઉડાડયા કરવી.

## ૬૪૬ શીતલાનો ઉપચાર.

શીતલા નીકળ્યા હોય તો તેમાં શીતળ એટલે કે થંડા ઉપચારજ કરવા, એજ આ રોગ માટે ગુણકારી અને ફાયદાકારક ઉપાય છે.

## ૬૪૭ રોગો અને તેનાં ઔષધો.

સાધારણ તાવમાં મુખ્ય ઔષધ મોથનું ચૂર્ણ બેઆનીભાર તથા પિત્તપાપડો તેનું ચૂર્ણ બેઆનીભાર સવાર સાંજ પાણી સાથે લેવું ઉત્તમ છે. તરસ લાગે અને ગળું સૂકાય તો એક નાનો

માટીનો ગોળો અગ્નિમાં તપાવી, તેને થંડા પાણીમાં નાખી, પછી તે થંડુ પાણી લેવાથી આરામ થાય છે, ઉલટી થતી હોય તો ડાંગરની ધાણી પાણી સાથે વાટી, લેવાથી આરામ થાય છે. પ્રમેહમાં આંબળાં સૂકાં તથા હળદર દરેક બેબેઆનીભાર સવાર સાંજ પાણી સાથે લેવાથી આરામ થાય.

પાંડુ રોગમાં લોહભસ્મ ઉત્તમ છે. વાયુનો તથા કફનો રોગ હોય તો હરડે સવાર સાંજ તોલો ૦। સુધી પાણી સાથે લેવી જેથી ફાયદો થાય છે. બરલ, (પ્લીહા)ના રોગ ઉપર લીંડીપીપર મધમાં બેઆનીભાર રોજ સવાર સાંજ ચાટવાથી મટે છે. મેદ, વાયુ ઉપર ગુગુળ ઉત્તમ છે. રક્તપિત્ત ઉપર અરડૂસાનો રસ તોલો ૦। સવારે તથા સાંજે મધ સાથે લેવાથી આરામ થાય. ઝાડાના રોગ ઉપર ઇંદ્રજવ બેઆનીભાર સવારે તથા સાંજે પાણી સાથે લેવાથી આરામ થાય. પેટમાં જીવાત થઇ હોય તો વાવડીંગ બેઆનીભાર સવાર સાંજ પાણી સાથે લેવાથી આરામ થશે. ક્ષય રોગમાં કાળી બકરીનું દૂધ લેવું, બકરી સાથે વસવું, તડકામાં બકરીની લીંડીઓ ખૂબ પડી હોય ત્યાં ખુલ્લું સુવું, આથી આરામ થાય છે. ભેળ વગરનો સાચો દ્રાક્ષારસ ફાયદો કરે છે. આંખના રોગો ઉપર હરડાં, બહેડાં, આંબળાં સૂકાં દરેક સરખે વજને ચૂર્ણ કરાવી સવાર સાંજ બેઆનીભાર લેવાથી તથા તે ચૂર્ણને ઉકાળી, તે પાણી થંડુ પાડી આંખો ઉપર છાંટવાથી આરામ થાય. વાતરક્ત ઉપર ગળોનો રસ તોલો એક સવારે તથા સાંજે તોલો એક લેવાથી આરામ થાય છે. સંગ્રહણી રોગ ઉપર છાશ પીવાથી આરામ થાય. ગાંડપણ એટલે કે દીવાનાપણું તે પર જુનું ઘી ખાવું ઉત્તમ છે. શોકમાં દ્રાક્ષારસ રોજ સવાર સાંજ તોલા અઢી લેવો સારો છે. વાઇના રોગ

ઉપર બ્રાહ્મીના પાલાનો રસ સવાર સાંજ તોલો એક એકમાં મધ તોલો ૦। નાખી પીવાથી આરામ થાય છે. ઉંઘ ન આવતી હોય તો દૂધ પીવું જેથી આવશે. વાયુના રોગ ઉપર લસણ જમવા સાથે રોજ ખાવું, જેથી તે રોગ મટે છે. શરીર અકડાઇ ગયું હોય તો ગરમ પાણીનો બાફ લેવો. અર્દિત જેમાં મોઢું વાંકું થઇ જાય છે તે રોગ ઉપર માખણ અને સાકર માફક આવે તેટલા વજનથી રોજ ખાવાથી આરામ થાય છે. વૃદ્ધાવસ્થા ઉપર દૂધ અને ઘી લેવાથી આરામ રહે અને અવસ્થા હેરાન ન કરે. મૂર્છા ઉપર થંડું પાણી છાંટવાથી. થંડો પવન નાખવાથી અને થંડક થાય તેવી જગ્યામાં રાખવાથી આરામ થાય. થાક ઉપર નાવાથી, આરામ થાય, દુખ સહન કરવા તથા મનની સ્થિરતા કરવા માટે કસરત કરવી એ ઉત્તમ છે. પેશાબની અટકાયત ઉપર ગોખરૂ ચૂર્ણ બેબેઆનીભાર સવાર સાંજ પાણી સાથે લેવાથી આરામ થાય છે. યુવાની રાખવા અને જુવાન રહેવા માટે આંબળાં લીલાં ખાવાં અથવા તેનો રસ ભોજન સાથે ખાવો. પિત્તવિકાર ઉપર જુલાબ લેવો સારો છે. જેથી પિત્ત મટે છે. કફવિકાર ઉપર ઉલટીનો પ્રયોગ કરવાથી આરામ થાય છે. મધ કફને મટાડે છે, ઘી પિત્તને હટાડે છે અને તલનું તેલ વાયુને મટાડે છે.

## ૧૪૮ હરડેની પરીક્ષા.

જે હરડે વજનમાં પોણાબેથી બે તોલા સુધીની હોય અને અંદરનો ઠળીઓ નાનો હોય, ઉપરનું દળ મોટું હોય તે વાપરવા લાયક ઉત્તમ હરડે છે. વળી તે નવી હોય, ચીકટ હોય, ભારે હોય અને પાણીમાં નાખવાથી બુડી જાય તે હરડે ઉત્તમ છે.

## ૬૪૯ કસ્તુરીની પરીક્ષા.

જે સ્વાદમાં કડવી અને વર્ણમાં કાળી પણ પીળી છાયાવાળી તથા જેની ગંધ કેવડાને મળતી હોય, જે વજનમાં હલકી હોય, અને પાણીમાં નાખવાથી જેના રંગમાં ફેરફાર થાય નહીં એવી હોય, જેને વાટવાથી ચીકાશ જણાતી હોય તેમજ અગ્નિમાં નાખવાથી અંદરથી ચામડું બળવાના જેવી ગંધ નીકળે છે તે કસ્તુરી ઉત્તમ સમજવી. આ કસ્તુરી, કસ્તુરીમૃગની દૂંટીમાં પેદા થાય છે.

## ૬૫૦ શિલાજીતની પરીક્ષા.

પાણીમાં નાખવાથી જે એકદમ છુટો પડી જાય નહીં, પણ તેમાંથી ધીમે ધીમે તાર ચાલવા લાગે, વળી જેની ગંધ ગૌમૂત્રના સરખી હોય અને અગ્નિમાં નાખવાથી જેની આકૃતિ શિવલીંગનાં જેવી થઇ જાય અને અગ્નિમાં નાખ્યા છતાં ધુમાડો નીકળે નહીં તે શિલાજીત ઉત્તમ જાણવો. શિલાજીતની ઉત્પત્તિ ઉનાળાની ગરમીમાં તડકો સખ્ત પડવાથી પર્વત પરની મોટી શિલાઓ, ઓગળીને તે શિલાઓ પરથી જે રસ ઝરે છે, તે રસને શિલાજીત કહે છે. આ શિલાજીત મૂત્રનાં દરદો તેમજ શક્તિ માટે ઉત્તમ છે.

## ૬૫૧ સૂંઠ શું છે?

આદુ જ્યારે સૂકાઇ જાય છે ત્યારે સૂંઠ કહેવાય છે. આદુ અને સૂંઠ બન્ને જઠરાગ્નિ વધારનાર છે.

## ૬૫૨ અતિવિષની કળી કઈ સારી?

અતિવિષની કળી બાળકોના રોગો ઉપર સારૂં કામ કરે છે, તે બે જાતની આવે છે. તેમાં સફેદ રંગનીજ વાપરવા લાયક

છે. આ જાતની કળી ટુંકી, નીચે જાડી, ઉપરથી સાંકડી તથા ઉપરના ભાગમાં બે ભાગ થયા હોય એમ બે અણીની પેઠે ફુટેલી હોય છે.

## ૬૫૩ પરવળનું શાક.

પરવળ જેને સંસ્કૃતમાં "અમૃતાફળ" કહેવાય છે, તે પાચક તથા પ્રિય લાગે તેવું, કામનાને વધારનાર, હલકું, અગ્નિને પ્રદિપ્ત કરનાર, ગરમ, અને ઉધરસ, લોહીનો બિગાડ, તાવ, ત્રણે દોષ તથા કૃમિને મટાડે છે, અને વાત, પિત્ત કે કફ ત્રણેમાંથી જે દોષ હોય તે મટાડે છે. ગુણકારી શાકમાં પરવળની ગણત્રી છે.

## ૬૫૪ કારેલાંનું શાક.

કારેલાં થંડાં, દસ્ત લગાડનાર, હલકાં, કડવાં, વાયુ ઉત્પન્ન થતો હોય તેને ખાવા લાયક, તાવ, પિત્ત, કફ, લોહીનો બીગાડ, પાંડુ, પ્રમેહ, તથા જંતુ પેટમાં થતાં હોય તેને મટાડનાર અને પચવામાં હલકાં છે.

## ૬૫૫ સરગવાની શીંગ.

સરગવાની શીંગ, મીઠી, તુરી, કફ તથા પિત્તને મટાડનાર, જઠરાગ્નિ બહુજ પ્રદિપ્ત કરનાર અને શૂળ, કોઢ, ક્ષય, શ્વાસ તથા ગોળો ચડવો વગેરે રોગો ઉપર ગુણકારી છે.

## ૬૫૬ કંટોલાંનું શાક.

કંટોલાં રૂચિ ઉપજાવનાર અને દસ્તને લાવનાર છે, બહુજ થંડાં છે, વાયુ કરનાર છે. સૂકાં, મૂત્રને વધારનાર અને પિત્ત, કફ તથા પથરીને મટાડનાર છે.

## ૬૫૭ રીંગણાં.

હીંદુસ્થાનીમાં જેને બેંગણ, મરાઠીમાં વાંગી ઈંગ્લીશમાં બ્રીંજલ અને ગુજરાતીમાં રીંગણાં કહે છે તે મીઠાશવાળાં, તીક્ષ્ણ, ગરમ અને પાકમાં તીખાં છતાં પિત્ત કરનાર નથી. જઠરાગ્નિને વધારનાર, વીર્યને વધારનાર, પચવામાં હલકાં અને તાવ, વાયુ કફને મટાડવામાં મદદ કરનાર છે. અંગારામાં પકાવેલું એટલે કે ભડથું કરેલું, જેને કેટલાક ઓળો પણ કહે છે તે કંઇક પિત્ત કરનાર, હલકું, જઠરાગ્નિને વધારનાર અને કફ, મેદ, વાયુ તથા આમને મટાડનાર છે. એજ રીંગણામાં જો તેલ અને મીઠું નાંખવામાં આવ્યાં હોય તો તે રીંગણાં ભારે છે, બીજાં ધોળાં રીંગણાં થાય છે એ રીંગણાં હરસ ઉપર ખાવામાં ગુણકારી છે, પણ કાળાં રીંગણાં કરતાં ગુણમાં ઓછાં છે.

## ૬૫૮ વાલોર.

વાલોર પાચન થતાં મીઠાશવાળી તથા થંડી છે. ભારે છે, બળ આપનાર, દાહ કરનાર અને વાયુ તથા પિત્તને જીતનાર છે.

## ૬૫૯ સુરણ.

સુરણ જઠરાગ્નિને વધારનાર, રૂક્ષ, તીખું, મળને રોકનાર, રુચિ ઉપજાવનાર, હલકું અને કફ તથા હરસને કાપનાર છે. ખાસ કરી હરસ ઉપર પથ્ય છે જેથી તેનું નામ અર્શઘ્ન પણ છે. બરલ તથા વાયુના ગોટાને પણ મટાડનાર છે. સઘળાં કંદ શાકોમાં સુરણ ઉત્તમ છે, રક્તપિત્ત, દાદર, અને કોઢના રોગ વાળાને સુરણ હિતકારી નથી.

## ૬૬૦ બટેટાં.

બંગાળીમાં જેને કાઠઆલુ કહે છે, ગુજરાતીમાં બટાટા

કહે છે, તે સઘળી જાતનાં બટેટાં થંડાં, મળને રોકનાર, મધુર, ભારે, મળ તથા મૂત્રને ઉત્પન્ન કરનાર, માંડ પચે તેવાં, રક્તપિત્તને મટાડનાર, કફ તથા વાયુ કરનાર, બળ આપનાર, શક્તિ વધારનાર અને થોડોજ ગુણ અગ્નિને વધારનારો છે.

## ૬૬૧ મૂળાના ગુણ.

મૂળાની બે જાત થાય છે. નાના મૂળા તીખા, ગરમ, રુચિ ઉપજાવનાર, હલકા, પાચક, વાત, પિત્ત, કફને હણુનાર, સ્વરને સારો કરનાર, શ્વાસનો નાશ કરનાર, નાકનો રોગ, કંઠના રોગ તથા નેત્રના રોગ વગેરે મટાડનાર છે.

## ૬૬૨ મોટા મૂળા.

રૂક્ષ, ગરમ અને બંને દોષને ઉત્પન્ન કરનાર છે. એજ મૂળા જો તેલમાં પકાવવામાં આવ્યા હોય, તો ત્રણે દોષ (પિત્ત, કફ, અને વાયુને) હણુનાર છે.

## ૬૬૩ ગાજર.

ગાજર મધુર, તીક્ષણ, કડવા ગુણવાળાં, અગ્નિને વધારનાર હલકાં, દસ્તને રોકનાર અને રક્તપિત્ત, હરસ, સંગ્રહણી કફ તથા વાયુને મટાડનાર છે.

## ૬૬૪ અજમાનાં પાન.

અજમાનાં પાન ઘણાં ગરમ છે. રુચિ ઉપજાવનાર, વાયુ તથા કફને મટાડનાર, તીખાં, કડવાં, પિત્ત કરનાર તથા હલકાં છે.

## ૬૬૫ કોબીનું શાક.

કોબીને સંસ્કૃતમાં કલંબી કહે છે. તે ગુણમાં મધુર, ધાવણ વધારનાર અને વીર્યની વૃદ્ધિ કરનાર છે.

## ૬૬૬ તાંદલજાની ભાજી.

સંસ્કૃતમાં જેને મેઘનાદ કહે છે તે તાંદલજાની ભાજી હલકી, થંડી, રૂક્ષ, મળ તથા મૂત્રને લાવનાર, રુચિ ઉપજાવનાર, જઠરાગ્નિ વધારનાર, વિષને હણુનાર અને પિત્ત, કફ તથા લોહીના બિગાડને મટાડનાર છે.

## ૬૬૭ ડાંભાનું શાક.

ડાંભો, મધુર થંડો અને દસ્તને રોકે તેવા ગુણુવાળો છે, ભારે, વાયુ તથા કફને કરનાર, રક્તપિત્તને મટાડનાર અને અગ્નિને વધારનાર છે, રાતો ડાંભો બહુ ભારે નથી, તે ખારાશવાળો, મધુર, દસ્ત ઉતારનાર, કફ કરનાર, પાકમાં તીખો અને થોડો દોષવાળો છે.

## ૬૬૮ કાકડીના ગુણુ.

કાકડી થંડી, રૂક્ષ, દસ્તને રોકનાર, મધુર, ભારે તથા રુચિ કરનાર અને પિત્તને હણુનાર છે. પાકી કાકડી તરસ, અગ્નિ અને પિત્ત ઉત્પન્ન કરનારી છે.

## ૬૬૯ પંડોળુ.

સંસ્કૃતમાં શ્વેતરાજી જેને કહે છે તે પંડોળું ગુણુમાં, વાયુ તથા પિત્તને હુણુનાર, બળ આપનાર, પથ્ય, રુચિ ઉપજાવનાર, શોષણુ કરનાર, બહુ ગુણુકારી અને પરવળ કરતાં કાંઇક ઓછા ગુણુવાળું છે.

## ૬૭૦ ગલકાનું શાક.

મરાઠીમાં ઘોસાવી, સંસ્કૃતમાં મહાકોશાતકી જેને કહે છે, તે ગલકાં સ્નિગ્ધ અને રક્તપિત્ત તથા વાયુને મટાડનાર છે.

## ૬૭૧ ટીંડોરાનું શાક.

સંસ્કૃતમાં જેને બીંબી રક્તફલા કહે છે તે ટીંડોરા ભારે, મધુર, થંડા, સ્તંભન, રૂક્ષ, શીતવીર્ય, તુરાં, ગુણવાળાં, હલકાં તથા વાયુને ઉત્પન્ન કરનાર, પિત્ત તથા લોહીનો બિગાડ મટાડનાર તથા મળને ઉખેડનાર છે.

## ૬૭૨ પદકોળું.

સંકૃતમાં જેને કૃષ્માંડ કહે છે તે પદકોળું ગુણમાં પૌષ્ટિક, વીર્યને વધારનાર, ભારે, પિત્ત તથા લોહીનો બિગાડ તથા વાયુને મટાડનાર છે. નાનું પદકોળું પિત્ત કરનાર, મોટું બહુ ટાઢું નથી, તે મધુર, ક્ષારવાળું, અગ્નિને વધારનાર, પિત્તના રોગને હરનાર અને સઘળા દોષને મટાડનાર છે.

# શરબતો.

## ૬૭૩ શરબતેખુશ.

ગુલાબનાં સુકાં ફૂલ, તોલો બે, બદામનાં મીંજ તોલો એક કાળીદ્રાક્ષ તોલો એક, વરીયાલી તોલો એક, ખસખસ તોલો ૦। દરેક લઇ, તેમાં મરી દાણા ચાર નાખી, સર્વને ખૂબ લઢી, પીસી, બારીક કરી, તેમાં ચારગણું પાણી ઉમેરી, સાકર તે વસ્તુઓથી ડબલ વજને નાખી પીવાથી શાન્તિ થાય, થંડક થાય, તબીયત ખુશ થાય, ઉનાળાના સખ્ત તાપમાં ઉપયોગી છે.

## ૬૭૪ દાડમનું શરબત

સારાં પાકેલાં દાડમ નંગ વીસ લાવી, તેમાંથી દાણા કાઢી તેનો રસ કાઢવો, તે રસમાં સાકર શેર એક નાખી, ઘટ થાય ત્યાં સુધી ઉકાળવો, પછી ઉતારીને કેસર તોલો અડધો તથા

એલચીનું ચૂર્ણ તોલો એક મેળવી, શીશીમાં ભરી રાખવું. આ દાડમ શરબત તોલા અઢી સુધી પી શકાય છે, એટલે કે અઢી તોલા શરબત અને બાકીનું થંડુ પાણી ઉમેરી પછી પીવું.

## ૬૭૫ ગુલાબ શરબત.

ઉત્તમ ગુલાબજળમાં સાકર નાખી, તેની ચાસણી કરવાથી ગુલાબનું શરબત બને છે. ઇચ્છા મુજબ લઇ શકાય. મગજને શાંતિ આપે છે.

## ૬૭૬ લીંબુનું શરબત.

સારાં મોટાં લીંબુ નંગ વીસ લાવી, તેનો રસ કાઢી, તે રસને ઉકાળવો, તેમાં સાકર શેર એક નાખી શીસામાં ભરી રાખવો. એક સમયે એકથી બે તોલા સુધી લઈ શકાય છે અને બાકીનું પાણી ભેળવવું, જે અરુચિ, મંદાગ્નિ, મોળ, ઉલટી, પિત્તનું માથું દુખવું વગેરે મટાડી, ભૂખ લગાડે છે, તથા રુચિ પેદા કરે છે. ઉનાળામાં પડતી સખત ગરમીમાં ઉપયોગી છે.

## ૬૭૭ દ્રાક્ષ શરબત.

લીલવા દ્રાક્ષ (સુકી) તોલા પાંચ બીજ વિનાની, બીજોરાનાં કે લીંબુના રસમાં વાટી, તેમાં દાડમનો રસ તોલા વીસ મેળવવો અને તેને વસ્ત્રથી ગાળી, તે રસમાં સંચળ તોલો ૦।, એલચી તોલો ૦।, મરી દાણા આઠ, જીરૂં તોલો ૦।, તજ તોલો ૦।, અજમા તોલો ૦।, દરેકને ખંડાવી, ચૂર્ણ કરી, તેમાં મેળવી, મધ તોલા પાંચ મેળવવું, અરુચિને તથા મંદાગ્નિને મટાડે છે. આ શરબત કોઇપણ ઋતુમાં લઇ શકાય છે.

## ૬૭૮ આદુ શરબત.

આદુનો રસ તોલા વીસ કાઢીને તેમાં અડધું પાણી મેળવવું. પછી સાકર શેર એક નાખી, ઘટ્ટ રસ થાય ત્યાં સુધી ઉકાળવું, અને તેમાં કેસર, એલચી, જાયફળ, જાવંત્રી, લવીંગ સર્વ વસ્તુઓ બેબેઆનીભાર લઈ, ચૂર્ણ કરાવી નાખવી, અને એક-રસ કરી, એક બુચવાળી શીશીમાં ભરી રાખવું, તેમાંથી રોજ તોલા અઢી સુધી પાણી નાખી પી શકાય છે. પિત્ત, રક્તપિત્ત, શ્વાસ, ખાંસી, મંદાગ્નિ અને અરુચિમાં ઉત્તમ છે.

## ૬૭૯ નારંગી શરબત.

નારંગીનો રસ તોલા પાંચ અને સાકરની ચાસણી તોલા પાંચ મેળવી, બાટલીમાં ભરી રાખવું. અનુકૂળ આવે તેટલું ગરમીમાં લઈ શકાય છે.

## ૬૮૦ ખસ શરબત.

સુગંધી વાળો શેર એક લઇ, પાણીમાં ઉકાળવો. તે પાણી થંડું થયા પછી સાકરની ચાસણી ડબલ વજનથી નાખી, મેળવી દેવું. આ શરબત અતિ શાન્તિ આપે છે. ઉનાળાના સખત તાપમાં બહુ ફાયદાકારક છે.

## ૬૮૧ મુસંબી શરબત.

મુસંબીનો રસ તોલા પાંચ અને સાકરની ચાસણી તોલા પાંચ બન્નેને સાથે મેળવવાથી ઉત્તમ ફળ શરબત બને છે, જે ઇચ્છા મુજબ પાણી મેળવી લઇ શકાય છે.

## ઉત્તમ પાકો.

સાલમપાક, બદામપાક, સૌભાગ્ય સૂંઠી તેમજ ખાસ રોગો ઉપર ચોપચીની પાક ગરમીના રોગો મટાડે છે, મેથીપાક વાયુનાં દરદો ઉપર ગુણકારી છે, જીરાપાક, પીપરપાક, આદાપાક વગેરે પણ બળદાયક તેમજ દર્દો મટાડનાર છે.

### ૬૮૨ પાકો ખાવાની રીત.

શિયાળાની રૂતુમાં પૌષ્ટિક ખોરાક, પાકો કે શક્તિ માટેની દવાઓ ખાસ ખવાય છે, કારણ બીજી રૂતુઓ કરતાં શિયાળામાં પૌષ્ટિક ચીજો કે દવાઓ ખાવાથી વધારે ગુણકારી નીવડે છે. માટે શિયાળાની થંડી રૂતુ આવતાં, શરીરમાં શક્તિનો ખજાનો ભરવાને દરેક તૈયાર થઈ જાય છે. જેથી કયા પાકો લેવા અને તે કેમ બનાવવા તેની માહિતી અત્રે આપવામાં આવી છે, તેથી તે પાકોમાં શું શું આવે છે તેની જાણ થાય, અને જાતિ દેખરેખ નીચે થઈ શકે. શિયાળામાં પાકો ખાવા માટેની લોકોમાં એવી માન્યતા છે કે જઠરાગ્નિ સારી ન હોય તો પણ વજનદાર પાકો ખાઇ, ઉપર દૂધ સારી રીતે લઇ, દોઢ કે બે કલાકની અંદર ભોજનનો સમય થતાં જમે છે. એથી પાકો પચતા નથી કે પૂરતા ગુણો આપી શકતા નથી. સવારે પાક જો લેવામાં આવ્યો હોય તો ઓછામાં ઓછા ત્રણથી ચાર કલાક પછીજ ભોજન કરવું જોઇએ. વળી પાકો પણ એવા ખાવા જોઇએ કે પેટમાં વજન નાખવા ખાતર નહીં, પણ રોગો હોય તો મટાડી શરીર સુધારે, અગર ન હોય તો જઠરાગ્નિ સુધારી શક્તિ આપે. એવા નિયમો જો ન પાળવામાં આવે તો શિયાળામાં પાકો ખાવા છતાં

બારે માસ રોગોને મારી હુટાડવાની શક્તિ તેઓ ધરાવી શકતા નથી, અગર શિયાળાની ઋતુમાંજ રોગના ભોગ થઇ પડે છે.

## ૬૮૩ સાલમપાક.

સાલમ તોલા પાંચના ચૂર્ણને દૂધ રતલ આઠમાં ઉકાળી, પુષ્કળ ઘી નાખી, દાણો પાડવો, તે પાડેલા દાણાના વજન જેટલી સાકરની ચાસણી કરી, તેમાં કેસર તોલો અડધો નાખવું, અને તે દાણો ચાસણીમાં નાખી, પાક ઢાળી દેવો, ઉપર બદામ, પીસ્તાં, ચારોળી, તજ, તમાલપત્ર, નાગકેશર, એલચી, દરેક તોલો અડધો અડધો નાખવું. ખાવાની માત્રા તોલા બેથી ચાર જઠરાગ્નિ પ્રમાણે લેવું જેથી શક્તિ આવે. પૌષ્ટિક છે. બળ આપનાર છે.

## ૬૮૪ બદામપાક.

બદામનાં મીંજ તોલા વીસ, દૂધનો માવો તોલા દસ, મુગલાઇ બેદાણા તોલા ચાર, લવીંગ તોલો અડધો, જાયફળ તોલો અડધો, જાવંત્રી તોલો અડધો, કેસર ઉંચું તોલો અડધો, વાંસ-કપુર તોલો અડધો, એલચી તોલો એક, તજ તોલો એક, નાગ-કેસર તોલો એક, ઘી તોલા વીસ, બદામનાં મીંજનું ચૂર્ણ તથા માવાને ઘીમાં શેકી, દાણો પાડવો, ને બાકીની સર્વ વસ્તુઓનું બારીક ચૂર્ણ કરવું અને સાકર શેર અઢીની ચાસણી કરી ઉપરની સર્વ વસ્તુઓ નાખવી, અને પાક ઢાળી દેવો. લેવાની માત્રા અઢીથી પાંચ તોલા શક્તિ મુજબ લેવું, જે ખાવાથી શક્તિ આવે, પૌષ્ટિક છે.

## ૬૮૫ ચોપચીનીપાક.

ચોપચીની તોલા ચોવીસ, પીપર, પીપરીમૂળ, મરી, સૂંઠ, અકલકરો, લવીંગ એ દરેક તોલો અડધો લઈ, તે સઘળાંનું

ચૂર્ણ વસ્ત્રગાળ કરવું, અને સાકર શેર દોઢની ચાસણી કરી, તેમાં નાખી, હલાવી, પાક ઢાળી દેવો, પછી બરફી માફક ચોસલાં પાડવાં, ઉપર સોનાનાં પાનાં લગાડવાં. આ પાક કાચની સુંદર બરણીમાં ભરી, તોલો સવાથી અઢી સુધી ખાવો. આ પાક ઉપદંશ, ફીરંગ, પ્રમેહ, વૃણ, ભગંદર વગેરે રોગો મટાડે છે.

## ૬૮૬ જીરાપાક.

જીરૂં ખાંડેલું શેર એક, તેનો દૂધ શેર ચારમાં માવો કરવો, તે માવાને ઘીમાં શેકી દાણો પાડવો, અને સાકર શેર બેની ચાસણી કરી, તેમાં તજ, તમાલપત્ર, એલચી, નાગકેસર, પીપર, સૂંઠ, મોથ સુગંધીવાળો, દાડમની છાલ, ધાણા, સાલમ, વંશલોચન એ દરેક તોલા બેનું ચૂર્ણ તથા ઉપલો દાણો ચાસણીમાં નાખી, હલાવી, પાક ઢાળી દેવો. પછી બરફી માફક ચોસલાં પાડવાં. ખાવાની માત્રા તોલા અઢીથી ચાર તોલા સુધી શકિત મુજબ લેવાય છે. આ પાક મોઢાંનો રોગ, પ્રમેહ, પથરી, જીર્ણજ્વર, દાહ, પીનસ, અર્ષ વગેરે મટાડી શક્તિ આપે છે.

## ૬૮૭ મેથીપાક.

મેથી દાણા તોલા દસ, સૂંઠ તોલા દસ, આ બન્નેનું ચૂર્ણ કરી, દૂધ શેર પાંચમાં રાંધી, માવો કરવો. પછી તેમાં ઘી નાખતાં જવું, ને હલાવતાં જવું, દાણો છુટો પડયા પછી તે કાઢી લેવું, અને સાકર શેર બેની ચાસણી કરી, તેમાં ઉપલો દાણો નાખવો. નીચેનું ચૂર્ણ દરેક તોલા ચાર વજનમાં લેવું, પીપરીમૂળ, અજમોદ, ધાણા, જીરૂં, વરીયાળી, જાયફળ, તજ, મોથ, તમાલપત્ર તેનું ચૂર્ણ બનાવી તેમાં નાખવું. પછી પાક હલાવી ઢાળી

દેવો, અને ચોસલાં પાડી ઠર્યા પછી ઉપયોગમાં લેવો. ત્યારપછી તેને કાચની બરણીમાં હવા અંદર ન જાય તેમ મુકી રાખવો. પાક ઉપર રૂપાનાં પાનાં લગાડવાં. આ પાક સર્વ જાતના વાયુના રોગો મટાડે છે. સ્ત્રીઓ તથા પુરૂષો બન્નેને ગુણકારી છે. ખાવાની માત્રા, બે થી ત્રણ તોલા સુધી લઇ શકાય છે.

## ૬૮૮ પીપરપાક.

લીંડીપીપર તોલા ચાર લઇ, ચારગણા દૂધમાં પકાવી, ઘી તોલા આઠ નાખી, તેની કીટી બનાવવી, બાદ સાકર તોલા સોળની ચાસણી કરી, તે કીટી અંદર નાખી, ધીમે તાપે પકાવી, નીચે ઉતારી, થંડુ થયા પછી, તજ, તમાલપત્ર, એલચી, નાગ-કેસર એ ચારચાર તોલા લેવા અને ગુંદ સારો ઘીમાં તળી, તથા તે ચાર ચીજોને ખાંડી, ચાળી, સર્વ તેની અંદર નાખી, મેળવી દઇ હલાવવું, અને પછી પાક ઢાળી બરફી માફક ચોસલાં પાડી, ઉપર ચાંદીનાં અગર સોનાનાં પાનાં ચોટાડવાં, અને પછી કાચની બરણીમાં ભરી, હવા આવતી જતી હોય ત્યાં મુકી રાખવી, અને રોજ ખાવો. આ પાક ખાવાની માત્રા દોઢથી ત્રણ તોલા સુધીની છે. જઠરાગ્નિ મુજબ ઓછો વધારે લઇ શકાય છે. આ પાક ખાનાર માણસની ધાતુઓને, જઠરાગ્નિને અને શકિતને વધારી સતેજ કરે છે, હૃદયને ગુણકારી અને ધાતુપુષ્ટિ કરે છે, તથા જીર્ણજ્વર, ક્ષય, શ્વાસ, બરલ, પાંડુરોગ એ સર્વને મટાડે છે.

## ૬૮૯ આદાપાક.

તોલા વીસ તાજા આદુને છોલી, કટકા કરી, લોખંડની મજબૂત કડાઇમાં નાખી, ઘીમાં તળી કાઢવા, બાદ જેટલું આદુ હોય તેટલાજ વજનથી ગોળ તેમાં નાખી, કડછી અગર તવેથાથી

હલાવ્યા કરવું અને ધીમો અગ્નિ આપવો, જ્યારે સારી રીતે પરિપક્વ થયો જણાય ત્યારે નીચે ઉતારી, થંડો થયા પછી સૂંઠ, જીરૂં, મરી, નાગકેસર, જાવંત્રી, એલચી, તજ, તમાલપત્ર, પીપરીમૂળ, અને વાવડીંગ એ સમાન ભાગે (દરેક ૦ા તોલો) લઇ, ચૂર્ણ બારીક કરાવી, તે ઉપરના પાકમાં હલાવી, મેળવી, પાક ઢાળી દેવો. ઉપર રૂપાનાં પાનાં લગાડવાં અને ચોસલાં પાડવાં. ખાવાની માત્રા, તોલા એકથી બે સુધી અથવા શકિત મુજબ. આ પાક, શ્વાસ, ઉધરસ, બેરાશ, સ્વરભંગ, અરુચિ, છાતીના રોગ, સંગ્રહણી, ગોળો, શૂળ, વગેરે મટાડી, આરામ કરી, શકિત આપે છે.

## ૬૯૦ સ્ત્રીઓ માટે સૌભાગ્યસૂંઠીપાક.

સૂંઠ ઉંચી તોલા બત્રીસનું ચૂર્ણ કરી, તેને ગાયના ઘીમાં મેળવી દઇ, આઠ શેર દૂધમાં નાખી, માવો કરવો, પછી તે માવામાં ઘી નાખતાં જવું ને હલાવતાં જવું, તેથી દાણો છુટો પડશે. તેને સાકર શેર આઠની ચાસણી કરી, તેમાં દાણો નાખવો તથા ધાણા તોલો ૦ાા, વરીયાળી તોલો સવા, વાવડીંગ તોલા ચાર, સૂંઠ તોલા ચાર, નાગકેસર તોલા ચાર, મરી તોલા ચાર, પીપર તોલા ચાર, મોથ તોલા ચાર એ દરેકને વસ્ત્રગાળ ચૂર્ણ કરી, તેમાં નાખવું, તથા બદામ, પીસ્તાં, ચારોળીને ઘીમાં નાખી, પાક તૈયાર કરવો, માત્રા તોલા ત્રણથી પાંચ સુધી લઈ શકાય. આ પાક શ્વાસ, ઉધરસ, બરલ, કૃમિ, સોજા, બળતરા, તાવ, ઉલટી, તરસ વગેરે સ્ત્રીઓના રોગ તથા સુવાવડના રોગો મટાડે છે.



## ૬૯૧ કાંજી કેમ બનાવશો?

સાબુચોખાને પાણીમાં પકવ કરી તેમાં દૂધ તેટલાજ વજનથી નાંખી સહેજ મીઠાશ લાગે તેટલી સાકર (ગડા) નાંખી ઉકાળી તે માંદા માણસને આપવી. પણ દૂધમાંજ સાબુચોખા રાંધી દૂધપાક જેવું કરી આપવું નહીં, નહીંતર તે કાંજીજ દર્દીની માંદગી વધારે છે. આ કાંજી કમોદના ચોખાની પણ બનાવી શકાય છે.

## ૬૯૨ ખસખસનાં ડોડવાનો શેક.

ખસખસનાં ડોડવા તેને જરા અધકચરાં ખાંડી એક નાની પોટલી બનાવવી, પછી પાણીથી ભરેલી તપેલીમાં નાંખી ઉકાળવું, ત્યારબાદ વરાળ નીકળવા લાગે એટલે ઉપર ચારણી ઢાંકી કઈ સ્વચ્છ સુતરાઉ કપડાંનો અગર ફલાલીનના કપડાંનો ગોટો કરી તે ચારણી પર મૂકવો અને પછી જ્યાં દુખાવો હોય કે દુખાવા સહિત સોજો હોય ત્યાં શેક કરવાથી દર્દ નરમ પડે છે. આ ડોડવાને ઘણા ખસખસનાં પોસ પણ કહે છે. આમાં અફીણનો ભાગ આવે છે તેથી આ શેક દર્દને જલદી નરમ પાડે છે.

## ૬૯૩ વરાળીઓ શેક.

લીંમડાનાં પાનને ગરમ પાણીમાં નાંખી ઉકળવા દેવાં; તેમાંથી વરાળ નીકળવા લાગે ત્યારે તપેલી પર ચારણી ઢાંકી ઉપર સ્વચ્છ કપડાંનો ગોટો મુકવો, પછી વરાળવાળા ગોટાથી શેક કરવાથી સોજો તથા દર્દ નરમ પડે છે. છાતીમાં કફ થયો હોય ત્યારે પાણીમાં મીઠું (લીમડાને બદલે) નાંખી ઉપર પ્રમાણે શેક કરવાથી કફ છુટો પડે છે, શરદી મટે છે અને આરામ થાય છે.

# ક્ષય,

## રાજ્યક્ષ્મા, શોષ, કનઝમ્પશન.




યરોગ બધી ઉંમરના માણસોને થાય છે પણ ખાસ કરીને જુવાન માણસોને વધારે થાય છે. સ્ત્રી કરતાં પુરૂષને વધારે થાય છે. જમણાં કરતાં ડાબા ફેફસામાં તે વધારે પ્રમાણમાં થાય છે. અપૂર્ણ તથા ખરાબ ખોરાકથી, ખરાબ હવાથી, સાંકડી જગ્યા જ્યાં પવન તથા અજવાળાનો ઘણો પ્રતિબંધ હોય તેવે ઠેકાણે રહેવાથી, કોઈ આફતને લીધે ઘણો વખત મનમાં શોક રહેવાથી, ચિન્તાથી, ઘણું બેસી રહેવાની ટેવથી, મન અગર તનને અવિચારીપણે મહેનત આપવાથી, જેમકે અભ્યાસ કરવામાં શરીરનો વિચાર ન કરતાં મહેનત કરવી તથા ઉજાગરા કરવા, આથી પણ ક્ષય રોગનું બીજ રોપાય છે. અતિશય સ્ત્રીસંગ કરવાથી, નાની ઉંમરમાં સ્ત્રીસંગ શરૂ કરવાથી, ઉપદંશની ગરમીથી તથા જે જે કારણોથી શરીર તથા મગજને ધક્કો પહોંચે છે, તે સર્વથી ક્ષય ઉત્પન્ન થાય છે.

જેનાં ફેફસાં નબળાં હોય તેને ઘણું બોલવાથી આ રોગ થવાનો ઘણો સંભવ છે. રૂના કારખાનામાં કામ કરનારાઓને શ્વાસમાં રૂનાં રજકણો ફેફસામાં જવાથી, ક્ષયનો રોગ થાય છે, કોલસા વગેરેની ખાણમાં કામ કરનારા તથા રજકણ ઉડી શ્વાસ સાથે ફેફસામાં જાય એવાં કારખાનાંમાં કામ કરનારાઓ ક્ષયરોગનો ભોગ જલદી બને છે. દારૂ પીવાથી તથા બીજાં વ્યસનથી પણ ક્ષયને ઉત્તેજન મળે છે.

ક્ષયનો રોગ વારસામાં પણ ઉતરે છે. જેનાં માબાપને ક્ષય થયો હોય તેના કુટુંબમાં બીજા કોઇને ક્ષયનો રોગ થયો હતો કે કેમ તેની તપાસ કરવી. ક્ષય રોગ છોકરાંને કદાચ ન થાય તો પણ તેનાં છોકરાંઓના છોકરાંને તો જરૂર થાય છે. તે રોગ તેને છોડતો નથી.

ક્ષય રોગની શરૂઆત ઘણી વખત એવી તો ધીમે ધીમે થાય છે કે તે સાધારણ માણસથી શરૂઆતમાં પારખી શકાતો નથી. ઘણી વખત શરૂઆતમાં ખાંસી થાય છે, તેથી તેને સૂકી ખાંસીનો રોગ ગણવામાં આવે છે, પણ સૂકી ખાંસીમાં બે ત્રણ દહાડા પછી ફીણવાળો બડખો પડવા લાગે છે જે ક્ષયની શરૂઆતમાં પડતો નથી, અને ઘણા દિવસો અથવા મહિનાઓ સુધી વગર કફે ખાલી ખાંસી આવ્યા કરે છે. વળી સૂકી ખાંસીના રોગમાં, છાતીમાં અને વચલા ભાગમાં દુખાવો હોય છે, પણ ક્ષયની ખાંસીમાં છાતીની બન્ને બાજુએ હાંસડીનાં હાડકાં નીચે દુખાવો થાય છે, માટે જ્યારે લાંબા દિવસ સુધી ખાલી વગર બડખાની ખાંસી થયા કરે, નાડીની ચાલ હંમેશા અને ઘણું કરીને સાંજને વખતે ઉતાવળી થાય, થોડી પણ મહેનત કર્યાથી દમ ભરાઇ આવે અને શ્વાસ ચડી આવે તથા છાતીમાં થડકો થઇ આવે, રોગી રોજ લેવાતો જાય ત્યારે સમજવું કે ક્ષયની શરૂઆત થઇ છે, અને જો એવી સ્થિતિ ચાલુ રહ્યા પછી અચાનક ખાંસી થઈ, રતાશ ઉપર ફીણવાળું લોહી મુખવાટે પડે, તો પછી ક્ષયની બિમારી લાગુ પડી છે તેમાં કંઇ શક રહેતો નથી. ક્ષયની બીજી સ્થિતિમાં ખાંસી સાથે પીળા પરૂ જેવા બડખા પડે છે, રોગી લેવાતો જાય છે અને સાંજને વખતે ઝીણો તાવ આવીને બહુ પરસેવો અથવા ઝરાં છુટે છે

ત્યારે તે રોગ જલદીથી પરખાઇ જાય છે. ક્ષય થયા પછી જો રોગી થંડી હવામાં રહેતો હોય તો ગરમ હવામાં લઇ જવો, એટલે કે ક્ષય રોગવાળા દર્દીને સૂકી હવા માફક વધારે આવે છે, જ્યાં ટેકરીઓ હોય, જ્યાં પહાડો હોય તેવા મુલકમાં હવાફેર માટે જવું, જેથી ઘણો ફાયદો થાય છે, રોગ હટે છે. ખોરાક હલકો તથા તરત પચે તેવો પૌષ્ટિક લેવો જોઇએ. દૂધ, માખણ, જવ, મગ, ચોખા વગેરે ખોરાક લેવાથી માફક આવે છે તથા ફાયદો થાય છે.

આ રોગમાં ભૂખ જતી રહે છે અને અન્નને જોઈ અભાવ થાય છે. આ અવસ્થામાં દિવસના ત્રણથી ચાર વાર દૂધ ચાર ચાર કલાકે આપવું. ક્ષય રોગમાં કાળી બકરીનું દૂધ વધારે ગુણકારી છે, માટે તે મળી શકે ત્યાં સુધી બીજું દૂધ આપવું નહીં.

આ રોગમાં રોજ ઉઘાડે શરીરે સૂર્યના તાપમાં બેસી સૂર્યસ્નાન લેવું. બકરી સાથે વસવું, જેથી ફાયદો થાય છે, અને રોગ હટે છે. કસરત શરીરને મહેનત ન પડે તેવી જાતની સાધારણ તો કરવીજ. ખાસ કરીને ખુલ્લી ચોકખી હવામાં હરવું ફરવું ઉત્તમ છે, ખાવાપીવામાં બરાબર પથ્ય રાખવું અને ઉપર જણાવેલ ખોરાક સિવાય કંઇ જે તે ખાવું નહીં, સ્રીસંગ છોડી બ્રહ્મચર્ય પાળવું, ઉદાસ રહેવું નહીં અને આનંદમાં રહેવું, શોક કરવો નહીં, મહેનત પડે તેવું કામકાજ કરવું નહીં, જોરથી બોલવાની ટેવ હોય તો છોડી દેવી, ફીકર ચિન્તા કરવી નહીં.

## ક્ષય રોગનાં લક્ષણો

ક્ષય રોગમાં શ્વાસ થાય છે. હાથ પગ ગળે છે. કફના ગળફા પડે છે, તાળવું સૂકું પડે, ઉલટી પણ થઇ આવે, જઠરા-

ગ્નિ મંદ પડી જાય છે, સળેખમ, ઉધરસ વગેરે થાય, ઉંઘ ઘણી આવે, આ ચિન્હ ધાતુનો ક્ષય થવાનો હોય ત્યારે થાય છે. આ સમયે દર્દીની આંખો સફેદ કોડી જેવી થાય છે, ન ખાવા લાયક વસ્તુ ખાવાની ઇચ્છા કરે, તથા સ્ત્રીસંગની ઘણી ઇચ્છા તેને થાય છે.

કોઇપણ કારણથી ક્ષય થયો હોય તો પણ અત્રે જણાવેલાં ત્રણ લક્ષણો તો તેને થવાનાંજ. ખભા અને પાંસળીઓમાં પીડા થાય, હાથપગમાં બળતરા થયા કરે અને આખા અંગમાં તાવ ભરાયલો રહે છે. આ લક્ષણો ક્ષય રોગનાં ખાસ છે.

જે ક્ષય રોગી પુષ્કળ ખાવા છતાં રોજ ગળતો જતો હોય, વજન ઓછું થતું હોય, તે બચતો નથી, કારણ એ આ રોગનું ખરાબ ચિન્હ છે. ઝાડાથી જે રોગી ઘણો હેરાન રહેતો હોય તે બચે નહિ, કારણ ક્ષય રોગીના જીવવાનો સઘળો આધાર મળ પર રહેલો છે. જે ક્ષય રોગીનાં પેટ તથા અંડકોષ ઉપર સોજો ચઢી આવ્યો હોય તે અસાધ્ય રોગ ગણવો, કારણ સોજો જુલાબથી મટે છે અને ક્ષય રોગમાં ઔષધ ઉપચાર તેનાથી વિરૂધ્ધ કરવા પડે છે.

જે ક્ષય રોગીનાં નેત્ર (આંખો) સફેદ કોડી જેવા થઇ ગયાં હોય છે તે રોગી તથા જેને અન્ન પર અત્યંત અભાવ થઇ ગયો હોય તે, જે મોટા શ્વાસથી પીડાતો હોય તે, અને જેને પરાણે પુષ્કળ પેશાબ થતો હોય તે ક્ષય રોગી બચી શકતો નથી.

## ક્ષય જે જુદાં જુદાં કારણોથી થાય છે તેનાં લક્ષણો અને કારણો.

જે અત્યંત સ્ત્રીસંગથી ક્ષીણ થયેલો હોય તે ક્ષય રોગીની ગુહ્યેન્દ્રિય તથા અંડકોષમાં વેદના થાય છે, અને તે અશક્ત થઇ ગયો હોય છે, છતાં જો તે પરાણે સ્ત્રીસંગ કરે છે તો ઘણી વાર લાગે છે અને શુક્રસ્રાવ થાય જે ઘણુંજ થોડું અથવા લોહીનાં ટીપાં પડે છે. આ લક્ષણો અતિ સ્ત્રીસંગથી થયેલા વીર્યનાં ક્ષયનાં છે.

શોકથી થયેલા ક્ષયમાં માણુસના હાથ પગ ગળીને દોરડી જેવા થાય છે અને તે દિવસે દિવસે ગળતો જાય છે. આ રોગ અતિ શોક કરવાથી થાય છે. વૃધ્ધાવસ્થા આવવાથી ક્ષીણ થનારા પુરૂષની ધાતુ ક્ષીણ થવાથી તેની બુધ્ધિ, બળ, વીર્ય અને દરેક ઇન્દ્રિયો મંદ પડી જાય છે. તેનું શરીર કંપે છે, અન્ન પર અભાવ થાય છે, તેનો અવાજ ઘોઘરો થાય છે, ગળામાંથી કફ છુટી શકતો નથી અને શરીર બોજારૂપ લાગે છે. મુખ, નાક અને આંખોમાંથી લાળ તથા પાણી રાતદિવસ ઝરે છે. તેનાં શરીરની કાન્તિ ફીકકી પડી જાય છે. આ રોગ વૃધ્ધાવસ્થાનો ક્ષય ગણાય છે.

અતિ લાંબું પગે રોજ ચાલવાથી જે ક્ષીણ થઇ જાય છે તેના હાથ પગ ગળી જાય છે અને રંગ દાઝયા જેવો ખરબચડો થાય છે, અવયવો સુનકાર અને શિથિલ થાય છે, ગળું અને મોઢું સૂકાઇ જાય છે. આ ચિન્હો અતિ ચાલવાથી થયેલ ક્ષયરોગનાં છે. ઘણા શ્રમથી, અતિ કસરતથી ક્ષીણ થયેલો જે માણુસ હોય

તે ક્ષયના રોગનો ભોગ થઈ પડે છે અને છાતીમાં ચાંદું પડયું ન હોય તો પણ તેનાં જેવાંજ લક્ષણો રોગીને થાય છે. લોહી શરીરમાં ન હોવાથી અથવા આહાર ઘટી જવાથી વ્રણયુકત ક્ષત જેમાં થાય છે તે રોગ અસાધ્ય છે. ઉરઃક્ષત એટલે કે છાતીમાં જખમ થાય છે તે; તેનાથી પણ ધાતુનું શોષણ થવાનો સંભવ છે. ઉરઃક્ષત નીચે જણાવેલાં કારણોથી થાય છે. બળવાન માણસ સાથે કુસ્તી કરવાથી, ઉંચેથી પડનારને તેમજ મોટાં પ્રાણીઓ જ્યારે દોડતાં હોય ત્યારે તેને પકડી રાખનારને, જોરથી ઘા ફેંકનારને, મોટે અવાજે બોલવાનો અથવા બુમો પાડવાનો ધંધો કરનારને, દોડીને પગે મુસાફરી કરનારને, ઘોડાની બરાબર દોડવાની નોકરી કરવાવાળાને, મોટી છલાંગો મારનારને તથા કુદનારાઓને, ઘણી ઝડપથી નાચનારાઓને અને છાતીને ધકકો લાગે તેવાં કામો કરનારાઓને આ ઉરઃક્ષત ક્ષય થાય છે.



# શીતલાનો ભયંકર રોગ, તેની સારવાર, શોધ, ઓળખ અને ઉપાય



ડીયો સ્ટેશન ઉપરથી ૧૯૩૩ ની સાલમાં આ રોગ સંબંધીનું ભાષણ બ્રોડકાસ્ટ કરવામાં આવ્યું હતું, જે નીચે મુજબ છેઃ—

શીતલા અથવા શીળી એ એક જાતનો ફૂટી નીકળતો અથવા ચેપી રોગ છે, પણ આપણાં ઘણાં લોકો તેને રોગ ગણવાને બદલે દેવી, માતા, કાકાબળીયા વગેરે નામોથી ઓળખે છે. આ રોગ ઘણું કરીને જીંદગીમાં એકજવાર થાય છે. જે શરીરમાં દાખલ થયા પછી સાતથી ચૌદ દિવસ સુધી રોગી ઘણું કરીને અસલ હાલતમાં રહે છે, એટલે કે એટલા દિવસ સુધી શીતલાનો રોગ શરીરમાં સેવાયા કરે છે, અને ત્યાર પછી તાવ આવે છે, તથા શીતલાના દાણા ફૂટી નીકળે છે. વખતે ચહેરા ઉપર શીતલાના દાણા છુટા હોય છે અને વખતે તે સાથે મળી જાય છે, જેથી રોગનું જોર ઘણું થાય છે. આથી આ રોગની બે જાતમાં ગણના કરવામાં આવી છે. સાધારણ છૂટા શીતલા અને સાથે મળી ગયેલા. શીતળાનો રોગ શરૂ થયા પહેલાં તાવ આવે અને સાધારણ તાવની સઘળી નિશાની ઘણી જોરમાં જણાય. તાવ શરૂ થયા પછી ઘણું કરીને ત્રીજે દિવસે ચહેરા ઉપર નાના લાલ દાણા દેખાવા માંડે, પછી ગળું, હાથ, છાતી અને પેટ ઉપર અનુક્રમે દેખાય.

શીતલાના દાણા પહેલાં લાલ અણીદાર અળાઇ જેવા દેખાય છે. એક બે દિવસમાં તે મોટા થાય, તેમાં છાસ જેવી રસી

ભરાવા માંડે અને નાના ફોલ્લા જેવા દેખાય, પછી તેની અણી બેસી જાય અને તે ઠેકાણે નાનો ખાડો પડે, જેમાં સફેદ પરૂ થવા માંડે અને શીતલાના દાણા મોતી જેવા દેખાય, સાથે દરેક દાણાની આસપાસની ચામડી લાલ થાય અને સુજી આવે.

તાવ આવ્યાને આઠમે દિવસે શીતલાના મોટા દાણા ફૂટવા માંડે, જેમાંથી પરૂ બે ત્રણ દિવસ સુધી નીકળ્યા કરે અને પછી એ પરૂનો પોપડો બંધાઇ, ચાર પાંચ દહાડામાં તે ખરી જાય. વખતે નાના નાના દાણા ફૂટયા વગર સૂકાઇ, કરમાઇ જાય અને દાણાની જગ્યાએ શીતલાનાં ચાઠાં રહી જાય. જે વેળા દાણા પાક ઉપર ચડે તે સમયે એટલે આઠમે દિવસે તાવનું જોર વધારે થાય અને રોગી ગભરાય, વખતે રોગીને ચળ ઉપડે અને આખો દિવસ ખોતરે પણ.

## ખરાબ નિશાની.

એકબીજાને મળેલા શીતલા ભયંકર નીકળે છે, પણ ધીરજ અને શાન્તિથી રોગીની સારવાર કરવી. આ જાતમાં દાણા અણીદાર હોવાને બદલે ચપટા અને કાળા હોય છે, અને સાથે મળી જવાથી આખો ચહેરો દાણાથી ભરાઈ જાય છે. આમાં મરડો, ખાંસી, ગળાંનું સુજી જવું, ઓકારી આવવી, માથાનું તથા કમ્મરનું દરદ વગેરે થાય. આંખનાં પોપચાં સુજી આવે, નાડી ઉતાવળી અને નબળી લાગે, બેચેની ઘણી થાય, ગળામાં અને જીભ ઉપર પણ દાણા ફૂટી નીકળે, અને મુખમાંથી લાળ નીકળ્યા કરે, અંગમાંથી દુર્ગંધ નીકળે, દરદી બકબક પણ વખતે કરે, આવી નિશાનીઓ રોગીનો અંતસૂચન કરે છે.

## આરબાર.

જો કે શીતળાનો તાવ આવ્યા પછી તે દવાથી અટકતો નથી અને તેની ચોક્કસ મુદત સુધી રહ્યા પછી જાય છે, તોપણ આ રોગમાં દવાની ઘણી જરૂર છે કે જેથી બરાબર ઉપાયો લેવાથી અમુક હદમાં રોગને રાખી શકાય, અને તેથી ખરાબ અસરો થતી અટકે. તાવ જણાય કે રોગીને શાન્તિથી સુવાડી ઓરડામાં ચોકખી હવા આવવા જવા દેવી, ખોરાકમાં કાંજી કે માત્ર દૂધજ આપવું. તરસ ઘણી હોય તો વાવડીંગનું અગર ગરમ કરેલું પાણી ઠારી તે આપ્યા કરવું. તાપ ઘણો હોય અને જીભ મેલવાળી હોય, ઝાડો સાફ ન હોય તો તાવ નરમ પાડવા માટે ઉપાય લેવા અને દસ્ત સાફ કરાવવો.

આઠમે દિવસે તાવનું જોર વધે છે તે વાત ધ્યાનમાં રાખી, ચાંપતા ઇલાજો લેવા. જો શીતલાના દાણા દેખાયા પછી તે દેખાતા બંધ થવા માંડે અને બરોબર ભરાય નહીં તો તેથી ખરાબ પરિણામનાં સંભવો ઉભા થાય છે, માટે તે વખતે ગરમ શીરો અગર ઉની ઉની રાબ આપવી, જેથી ઘણા જોર સાથે દાણા ફૂટી નીકળશે.

કોઇ વખતે આઠ દિવસમાં નાડી બેસી જાય છે, ચહેરો ફીક્કો થઇ જાય છે, અને શરીર થંડું થવા માંડે છે, આ માટે સાવચેતી રાખવી, અને એવી નિશાની જણાતાં દ્રાક્ષારસ એક ઔંસ એટલે કે અઢી તોલા આપવો અને બબ્બે ત્રણત્રણ કલાકે ઉંમરના પ્રમાણમાં ચાલુ રાખવો. જો તેનાથી નાડીની ગતિ બરાબર ન થાય તો હૃદયને બળ મળે તેવી ઉત્તેજક દેશી ઔષધી આપવી,

એટલે માતા, દેવી, વગેરેનો વહેમ હોય તો દેશી ઔષધીથી માતા કોપાયમાન નહીં થાય.

આ રોગની શરૂઆતથી છેવટ સુધી હલકો ખોરાક આપવો અને પેટ સાફ રાખવું. જો આંખોનાં પોપચાં સુજી આવે તો ગરમ પાણીથી સારી રીતે દહાડામાં ત્રણ ચાર વાર ધોયા કરવાં. દાણા ફૂટયા પછી તેમાં ચળ ઉપડે તો ચોકખું ઘી અથવા અળસીનું તેલ લગાડવું. ઘરમાં પૂરી સ્વચ્છતા રાખવી.

## મતભેદ.

આ રોગ માટે ઇંગ્લીશ સાયન્સ રસી મુકવાનું કહે છે, પરંતુ તેમાં પણ મતભેદો ઉભા થયા છે, અને એન્ટીવેકસીનેશન લીગ જેવી સંસ્થા ખુદ લંડનમાં સ્થપાઇ છે. શીતલાની રસી દરેકને આ રોગમાંથી બચાવે છે એમ રિપોર્ટો બહાર પડયા કરે છે. જ્યારે એન્ટીવેકસીનેશન લીગ જે લંડનમાં આવેલી છે તેના તરફથી રિપોર્ટ આંકડા સહિત બહાર પડે છે કે આ રસીનાં લફરાંથી મરણપ્રમાણ ઘટવાને બદલે વધ્યું છે.

આ રોગ માટે, આ રીતે ઇલાજ માટે મતભેદ હોવા છતાં શીતલાની રસી મુકવાનું કામ ઘણીજ દ્રઢતાથી ચાલુ છે. આ બેમાંથી કયો મત સાચો છે, તેની ચર્ચા હિંદુસ્થાનમાં કરવાથી કદાચ આપણાજ ભાઇઓ ઉતારી પાડવા કોશીષ કરશે માટે તે બે મતમાંથી કયો મત સાચો છે તેની ચર્ચાની જરૂર નથી.

## શોધ.

આ રોગ માટે આયુર્વેદિક શોધ તરીકે ખાસ નવી દવા શોધવામાં આવી છે. ૧૯૩૦ ની સાલમાં જ્યારે આ રોગ ફાટી

નીકળ્યો ત્યારે આ દવાના ખાસ પ્રયોગ રસી ન મુકાવેલા ઉપર કરવામાં આવ્યા હતા જે ફત્તેહમંદ થયા હતા.

## ઘરગતુ ઉપાય.

શીતલાના રોગ ઉપર કડવો લીંબડો સારૂં કામ કરે છે. શીતલાનો રોગ આવે ત્યારે કડવા લીંબડાંનાં પાન ઉકાળી, તે પાણી દરેક જગ્યાએ ઘરમાં છાંટવું. ઘરમાં દરેક જગ્યાએ કડવા લીંબડાનાં તાજાં પાંન બાંધવાં, તેનાં પાનનો ધૂપ કરવો. કડવા લીંબડાનાં ઝાડ હોય ત્યાં ફરવા જવું. કડવા લીંબડાનાં પાનનો રસ પુખ્ત ઉંમરનાં માણસે રોજ તોલો એક સવારમાં પીવો. બીજાઓએ ઉંમરના પ્રમાણમાં ઓછો લેવો. શીતલા નીકળ્યા પછી કંઇ ઉપાયો લેવા કરતાં, તે પહેલાં આ પ્રયોગ ચાલુ કરવો તે વધારે સારૂં છે. રસીમાં ન માનનારાઓએ આ પ્રયોગ જરૂર કરવો.



# રસી મુકવાથી શીતલાના રોગ સામે રક્ષણ મળે છે કે?

(તા. ૨૯-૪-૩૩ ના સાંજવર્તમાનમાં પ્રસિધ્ધ થયેલ.)

સાંજ વર્તમાનના અધિપતિ જોગ,




બઈના એક છાપામાં લખતાં એક હિંદી ડૉકટરે જણાવ્યું હતું કે કલકત્તામાં શીતલા માટે મુકવામાં આવેલી રસીને લગતા આંકડાઓ બતાવી આપે છે કે શીતલાને પરિણામે નીપજતાં મરણોનું પ્રમાણ ઘટયું છે. એમ જણાય છે કે તેણે પોતાની નેમ પાર પડે તે માટે થોડાંકજ વર્ષના આંકડાની મદદ લીધી છે, પરંતુ જો શીતલાને લગતો આખો રેકોર્ડ તપાસવામાં આવે તો માલમ પડશે કે ૧૮૮૧ થી ૧૮૯૦ સુધીની મુદત દરમિયાન શીતલા અંગેનું મરણપ્રમાણ કલકત્તામાં દર એક લાખે ૩૮૬ જેટલું હતું, પરંતુ તે ૧૯૦૧ થી ૧૯૨૦ સુધીની મુદતમાં ૧૩૨૭ સુધી વધ્યું હતું અને ૧૯૨૧ થી ૧૯૩૦ની મુદતમાં તે ૧૦૦૦ જેટલું એટલે ૧૮૮૦ થી ફરજીયાત રસી મુકાવવાનો કાયદો પસાર થયો તે પછીના પહેલા દાયકામાં જે પ્રમાણ હતું તેના કરતાં લગભગ ત્રણગણું છે. ૧૯૨૦માં કલકત્તામાં શીતલાનો ભયંકર ઉપદ્રવ ફાટી નીકળ્યો હતો અને ડૉકટર કેકે તેને લગતા આંકડાઓ વિષે ટીકા કરતાં જણાવ્યું હતું કે એ તો ચોકખું છે કે ગરમીવાળા પ્રદેશોમાં પહેલાં રસી મુકાવવાથી શીતલામાંથી બચી જવાતું નથી. મુંબઈ, બંગાળ, મદ્રાસ એ બ્રિટિશ હિંદના ત્રણ મોટા ઇલાકાનાં

મોટાં શહેરોમાં પચાસ વર્ષ થયાં રસી મુકાવવાનું ફરજીયાત બનાવવામાં આવ્યું છે. ૧૮૭૮ પછીના દાયકાઓ દરમિયાન શીતલાને અંગેનું વાર્ષિક મરણ પ્રમાણ દર લાખે સરેરાસ નીચે મુજબ છે:—

મુંબઇ ૨૬૭, ૨૦૭, ૨૭૫, ૨૩૩, ૨૦૪, બંગાળ ૨૨૬, ૧૯૩, ૩૭૫, ૩૪૫, ૪૧૩ અને મદ્રાસ ૧૦૪૧, ૭૮૦, ૫૯૬, ૫૭૦, ૫૪૨.

જો આપણે ૧૮૮૮ પછીના દાયકાઓ દરમિયાનમાં મદ્રાસનો દાખલો લઇએ તો વાર્ષિક મરણપ્રમાણ નીચે મુજબ છે:–

૧૦૦, ૩૦૭, ૩૦૦ અને ૬૦૦.

એજ મુદત દરમિયાન કલકત્તાના આંકડાંઓ ૬૮૦, ૧૦૦, ૯૦૦ અને ૧૨૪૦ છે. આ સાથે લંડન માટેના એવાજ આંકડાઓ સરખાવો. ૧૦, ૩૫, ૩ અને ૭. આ આંકડાઓ જોતાં કોઇપણ ભણેલો માણસ કેમ માની શકે કે ફરજીયાત રસી મુકાવવાની પદ્ધતિથી શીતલાનું મરણપ્રમાણ ઓછું થાય છે.

લી૦

**એલ. લોટ.**

સેક્રેટરી, નેશનલ એન્ટીવેકસીનેશન લીગ,

૨૫, ડેનીસન હાઉસ,

૨૯૬ વોકસહોલ, બ્રીજરોડ,

વેસ્ટમીનીસ્ટર, લંડન.

# કુવાઓમાં મેલેરીયાનાં જંતુ થતાં કેમ અટકે ?




### વૈદ્યરાજ પ્રતાપરૉયનો અભિપ્રાય.

બઈના કુવાઓમાં મેલેરીયાનાં જંતુઓ પેદા થાય છે એવો ચાલુ પોકાર છે. આપણે જોતા આવ્યા છીએ કે મેલેરીયાનાજ નહીં, પણ વાળાના તેમજ જુદી જુદી જાતનાં જંતુઓ મુંબઈના કુવાઓમાં પેદા થાય છે, અને તે પાણી માણસોના ઉપયોગમાં આવવાથી રોગ શહેરમાં ફેલાતાં સમય લાગતો નથી, અને ત્રાસ વર્તાવે છે. મોટા જથ્થામાં જંતુઓ પેદા થયા પછી અને રોગ પૂર્ણ પ્રમાણમાં ફેલાવી દીધા પછી તેને માટે સાવચેતીનાં પગલાં લેવામાં આવે તે કેટલીક વાર તદ્દન નકામું થઈ પડે છે. મ્યુનીસીપાલીટી તરફથી આવાં જંતુઓ (Germs) સામે વર્ષોથી લડત ચલાવવામાં આવે છે, પણ એ અખતરો જોઇએ તે પ્રમાણમાં સિધ્ધ થયો નથી. કુવાઓ પુરાવી નખાવવા, અથવા તેમાં જંતુઓ ઉત્પન્ન થયા પછી મારવાં, તેના કરતાં થતાંજ અટકાવવાં તેમાં સલામતી વધારે છે. તેને માટે સારો ઉપાય એકજ છે કે જ્યાં જ્યાં બિલ્ડીંગોમાં, બંગલાઓમાં કે મંદિરોમાં કુવાઓ હોય, ત્યાં તેમજ બંગલાઓમાં હોજ કે ફુવારાઓ હોય તેમાં, માછલીઓ અને કાચબા રાખવા. તેઓ જંતુઓ ઉત્પન્ન થવા દેશે નહીં, અને કદાચ થાય તો તે ભક્ષણ કરી જશે. શેવાળ કે કોઈપણ જાતનો કચરો જે પાણીમાં થાય છે, તે માછલાં અને કાચબાઓનો ખોરાક હોવાથી તે રહેવા પામશે નહીં, અને પાણી સ્વચ્છ જંતુરહિત બારે માસ રહેશે. મ્યુનીસીપાલીટી પણ જો જાહેર કુવાઓમાં આ પ્રયોગ ચાલુ કરશે તો ઘણોજ કરકસર ભરેલો અને સફળ નીવડશે એમાં જરા પણ શંકા નથી.

સાંજવર્તમાન, તા.૨૮ ઓકટોબર,૧૯૨૬ તથા અન્ય વર્તમાનપત્રોપરથી.

# કોલેરા માટે ચેતવણી.

**કોલેરા** યાને મહામારીનો હાલનો ચાલતો રોગ એટલો ભયંકર છે કે તેનાં નામથી પણ લોકો ત્રાસ પામે છે અને જો એકાદ ઝાડો કે ઉલટી થયાં હોય તો પણ કોલેરા સમજી દહેશત એટલી ખાઇ જાય છે, કે નહીં હોય તો પણ કોલેરાને આમંત્રણ કરવા બરાબર થઇ પડે છે. માટે તેનાં ચિન્હો ખાસ ધ્યાનમાં રાખવાની દરેક માણસને જરૂર છે, કે જેથી ભય પામી વિપરીત પરિણામ નિપજવાના દાખલા ઓછા બને.

ઝાડો અને ઉલટી એ આ દરદનાં મૂખ્ય લક્ષણો છે. ઝાડો થતી વખત કદાચ પહેલાં મળ પડે, પણ પાછળથી સફેદાઇ ઉપર પાતળો ઝાડો ઉતરે, ઉલટી થાય અને તેની સાથે આખા શરીરમાં ગોળા ચઢવા લાગે છે. શરીરને સ્પર્શ કરતાં થંડું પડતું માલમ પડે, નાડીની ગતિ મંદ માલમ પડે છે, સ્નાયુઓ ખેંચાવા લાગે છે, હોઠ, નખ અને ચામડી ઉપર કાળાશ માલમ પડે છે, અને દરદી અકળાય છે. કોલેરા થવાથી માણસની સ્વાભાવિક ગરમી ૯૯ અંશની હોય તેમાં ઘટાડો થાય છે, પગમાં ગોટલા ચડે છે. આ કોલેરાનાં ખાસ લક્ષણો છે. દરદ મટાડવા કરતાં અટકાવ કરવો સારો છે, માટે કોલેરાથી સાવચેત રહી તે ઉત્પન્ન ન થાય તેવા ઉપાય લેવા. ખાસ કરી ખાવામાં, પીવામાં સાવચેતી રાખવી, અજીર્ણ થવા ન દેવું.

લી. વૈદ્ય પ્રતાપરૉય ત્રંબકલાલ.

મુંબઇ સમાચાર, સાંજ વર્તમાન તથા અન્ય વર્તમાન પત્રોમાં આવી ગયેલ લખાણમાંથી. તા. ૨૭ ઑગસ્ટ, ૧૯૨૪.

# વાળાનું ભયંકર દરદ, તેને માટે જાહેર ચેતવણી.

**વાળાનું** દરદ આજકાલ ઘણું પ્રસરેલું છે. તે દરદ કેટલું ત્રાસજનક છે તે સૌ કોઇને માલમ પડી ગયું છે. પ્રથમ માનવામાં આવતું કે કોટના કૂવાઓનું પાણી પીવાથીજ આ રોગ ફાટી નીકળ્યો છે, પણ આ માન્યતા કેટલે દરજ્જે ખોટી છે તે અનુભવે સાબિત કરી આપ્યું છે. જીંદગીમાં કોઇ પણ દિવસ મુંબઇના કૂવાનું પાણી નહીં પીનારાઓને પણ આ દરદે ઘેરી લીધા છે અને તેમના કેસો (અમારા દવાખાને) નોંધાયા છે.

સુરત, અમદાવાદ, ગોંડળ, ડીસાકાંપ, ભાણવડ વગેરે સ્થળોએ પણ આ ભયંકર દરદે પોતાનું જોર જમાવ્યું છે. આ બતાવે છે કે મુંબઇના કૂવાઓથીજ આ દરદે જન્મ લીધો છે એમ નથી, પણ રૂતુઓની અનિયમિતતા તેમજ વરસાદની તંગીને લીધે દરેક સ્થળે આ દરદનાં જંતુઓ પેદા થયાં છે એમ સિધ્ધ થાય છે, તો મુંબઈમાં તેમજ જ્યાં જ્યાં બીજે સ્થળે આ દરદે એક પણ માણસને દેખાવ આપ્યો હોય, ત્યાંનાં લોકોએ પાણીને ગાળીને તેમજ પાણીને સારી પેઠે ઉકાળીનેજ પીવાના કામમાં લેવું. આ નિયમ જો ચાલુ રાખવામાં આવશે તો આ ભયંકર દરદમાંથી ચોક્કસ બચાવ થશે. આ રોગને ફેલાતો અટકાવવાનો આ ઉત્તમ રસ્તો છે.

લી. વૈદ્ય પ્રતાપરૉય ત્ર્યંબકલાલ.

---

હિંદુસ્થાન અને એડવોકેટ ઓફ ઈન્ડીયા, મુંબઈ સમાચાર તથા સાંજવર્તમાન વગેરે પત્રોમાંથી. તા. ૨૩ મી જુન, ૧૯૨૬.

# મુંબઇના તેમજ દેશોદેશના વૈદ્યરાજોને સંદેશ.

મુંબઈના તેમજ દેશોદેશના વૈદ્યબંધુઓને જણાવવાનું કે, હાલની દેશની સ્વરાજ્યની ચળવળને અંગે, સત્યાગ્રહી વોલન્ટીયરો, જેઓને દુખદાયક રીતે માર પડે છે, તે જોઇ, એકેએક હિંદીનું હૃદય કંપી રહ્યું છે, તો આપણું વૈદ્યોનું હૃદય આથી જરૂર કંપે તેમાં નવાઇ નથી, પણ તે જોઈ, બેસી રહેવાનો આ વખત નથી. આપણા ધંધામાં જેવો પરમાર્થ સાધી શકાય છે તેટલો બીજામાં સાધી શકાતો નથી. આપણા હિંદી ભાઇઓને આ વખતે વૈદ્યકીય મદદ મફ્ત (ફ્રી) આપી, ખરી દેશસેવા કરવાની જરૂર છે, અને આયુર્વેદિક વૈદ્યક પણ કેટલું મહત્તા ધરાવે છે અને જનઉપયોગી છે તે બતાવી આપવું જરૂરી છે. કોંગ્રેસ ફ્રી હોસ્પીટલ ઉભી થયે, હજી સાતજ દિવસ થયા છે, પણ આજ બે માસથી જ્યારથી સત્યાગ્રહી મોરચા મંડાયા ત્યારથીજ મેં આયુર્વેદિક વૈદ્યકીય મદદ આપવાનું શરૂ કરી દીધેલ છે, અને તેથી હું મારા અનુભવથી કહી શકું કે વોલેન્ટીયરો અને દેશનાયકો, આપણી આયુર્વેદિક સારવાર અને દવા તરફ માન અને આગ્રહ જેટલો રાખે છે તેટલો બીજામાં નથી રાખતા. ફ્કત હવે આપણે મોટા પ્રમાણમાં વૈદ્યબંધુઓએ બહાર પડી કરી બતાવવાની જરૂર છે અને પોતાનો સેવાનો જુસ્સો બતાવી આપવો જોઇએ. હિંદી, મહારાષ્ટ્રી તેમજ ગુજરાતી બંધુઓ જેઓ મુંબઇ શહેરમાં આયુર્વેદનું ગૌરવ વધારી રહ્યા છે, તેઓ આ સમયે બહાર પડજો, મુંબઇ બહારના વૈદ્યબંધુઓ પણ જાગજો, અને પોતાના સ્થાનિક સ્થળમાં સેવા માટે બહાર પડજો. દેશસેવાની અને આયુર્વેદની

સેવાની, આવી તક, ફરી ફરી આવશે નહીં, જનસમાજને ઉપયોગી થઈ પડવાનો સમય આના જેવો એક પણ નથી એ ચોક્કસ માનજો.

આપ સર્વેએ ગયા ગુરૂવારની વૈદ્યસભામાં હું જે કોંગ્રેસ હાઉસમાં વૈદ્યકીય મદદ આપી રહ્યો છું તેને માટે અભિનંદન આપ્યું છે, પણ હું જણાવીશ કે હું આપણા દેશ પ્રત્યેની ફરજ બજાવી રહ્યો છું. તે સિવાય વિશેષ કંઇ કરતો નથી અને મને ખરૂં અભિનંદન તો એજ મળ્યું ગણાશે કે સમસ્ત વૈદ્યસભાના બંધુઓ આ કાર્યમાં સાથ આપવા જોડાશે.

આપણે અત્યારે ઘણું કામ કરી શકીએ તેમ છીએ. આયુર્વેદિક હોસ્પીટલ આપણે જુદી ખોલી શકીએ, આપણાં દવાખાનાંઓ વોલન્ટીયરો માટે ફ્રી મુકી શકીએ અને રોગીઓને દરેક જાતની વૈદ્યકીય મદદ અને સારવાર આપી શકીએ, માટે આપણે સર્વેએ સાથે મળી બહાર પડવું જોઇએ.

લી. આપનોજ

વૈદ્ય પ્રતાપરૉય ત્ર્યંબકલાલ

સાંજવર્તમાન, તા. ૪ થી જુન, ૧૯૩૦, બુધવાર.



# વૈદ્યસંમેલનને હાલ કેવા ઠરાવની જરૂર છે?

સંમેલનના દિવસો ઘણાજ નજદિક આવી પહોંચ્યા છે. આવતી ૧૯–૨૦–૨૧ નાં સંમેલનમાં ગુજરાત તેમજ કાઠીયાવાડના વૈદ્યબંધુઓ મુંબઇ નગરીને આંગણે પોતાનો આયુર્વેદની ઉન્નતિ માટેનો ઉત્સાહ બતાવી આપશે, પણ આયુર્વેદના આધારે કંઇ નવીન અથવા અગત્યની શોધને આપણે જ્યાં સુધી યોગ્ય ઉત્તેજન મળે તેવાં સાધનો ઉભાં કરવા સંમેલનમાં ઠરાવ નહીં કરીએ ત્યાં સુધી આપણે ઇચ્છેલો ઉન્નતિનો માર્ગ સરલ નહીં થાય એમ લાગે છે. અનુભવમાં આવેલા પ્રયોગો અમુક સંખ્યાને બતાવી, અટકી જવા કરતાં, નવીન શોધને જાહેરમાં મુકી, સર્વમાન્ય લોકોપયોગી કરવાનો સમય હવે આવી લાગ્યો છે.

માટે સંમેલનનું મુખ્ય કામ એજ હોવું જોઇએ કે આયુર્વેદની નવીન શોધો જાહેરમાં મુકી લોકોપયોગી બનાવવી, અને આયુર્વેદ કેટલી પ્રગતિ કરી રહ્યો છે તે દુનિયાને જણાવવું જોઇએ. આવા ઠરાવનો જ્યારે અમલ થશે ત્યારેજ જણાશે કે આયુર્વેદની ઉન્નતિ કરવામાં આ ઠરાવે કેટલો મોટો ફાળો આપ્યો છે.

લી. વૈદ્ય પ્રતાપરાય ત્રંબકલાલ

સાંજવર્તમાન તથા અન્ય વર્તમાનપત્રો પરથી

તા. ૧૭ મી ડીસેમ્બર, ૧૯૨૬.

# ( ભાષણ )

# દેશી વૈદ્યાંની ખીલવણીનો સવાલ.

ગુજરાત પ્રાંતિય વૈદ્યસંમેલનની બીજા દિવસની બેઠક ગઇ કાલે બપોરના ૩ કલાકે માધવબાગમાં મળી હતી. વૈદ્યો અને પ્રેક્ષકોમાં પહેલા દિવસના જેટલોજ ઉત્સાહ માલમ પડયો હતો.

ઠરાવ રજુ કરતાં વૈદ્યરાજ પ્રતાપરૅાય ત્રંબકલાલે જણાવ્યું કે, "આજના સંમેલનમાં એક અગત્યની બાબત તરફ સર્વનું ધ્યાન ખેંચવા ઠરાવને અંગે હું ઉપસ્થિત થયો છું. આપણે અનુભવેલા પ્રયોગો માત્ર સંમેલનમાં રજુ કરીએ છીએ, તે તરફ જનસમાજનું ધ્યાન ખેંચી શકતા નથી. બહારની દુનિયા આપણે નવીન પ્રયોગો શું કર્યા ? નવીન શોધો શું કરી ? તે કંઇ જાણી શકતી નથી, અને આપણી આયુર્વેદની ઉન્નતિનો માર્ગ સરલ થતો નથી. આયુર્વેદ શિવાયની પધ્ધતિ ઉપર કામ કરનારાઓમાં, જનસમાજમાં તેમજ પશ્ચિમ તરફના મુલકોમાં આયુર્વેદ માટે માન, પ્રેમ અને અજાયબી ઉત્પન્ન કરવાનો સરલ માર્ગ આજ છે કે, આયુર્વેદમાં દર વરસે થતા નવા પ્રયોગો, પ્રાચીન તેમજ અર્વાચીન શાસ્ત્રમાં ન મળી આવતી એવી શોધો, વગેરેને જનસમાજને સુખસાધ્ય બનાવવા સતત્ પ્રયાસ કરવો.

આવી શોધો તેમજ શોધકો બહાર આવવાથી આપણે આયુર્વેદની મહત્તા દુનિયાને બતાવવા સમર્થ થઇશું. ઇંગ્લીશ સાયન્સની શોધો કે જેમાં કેટલીકવાર આયુર્વેદની સુગંધ આવે

છે છતાં જનસમાજ તેમજ આયુર્વેદ પદ્ધતિ ઉપર કામ ન કરનારા પારખી શકતા નથી, તે આપણા શોધકો બહાર પડવાથી પારખી શકાશે. અન્ય સાયન્સની શોધો એટલા પ્રમાણમાં બહાર આવે છે કે તેના પ્રમાણમાં આપણી શોધો બહાર આવતી નથી. જો કે એવા શોધકોની હસ્તી આપણી ભારતભૂમિ ધરાવે છે, પણ ફેલાવાને અભાવે એવી શોધો દૈવીશક્તિ અને ચમત્કારોના નામ નીચે પ્રસિદ્ધ થયેલ હોય છે, અગર થાય છે, જેનો ઉપયોગ બહુજ સંકુચિત રહે છે. ચાલુ જમાનાને એવી દૈવીશકિતઓ અને ચમત્કારોની જરૂર નથી, આપણે તે નામો બદલી શકીશું.

અપ્રસિદ્ધ પ્રાચીન તેમજ અર્વાચીન અજાયબી પમાડે તેવા ઈલાજો જનસમાજને ઉપયોગી બનાવી, બતાવી આપવાની જરૂર છે કે આયુર્વેદ એટલે શું ? આવાં કાર્ય ઉપાડી લઇ, ચળવળ ચાલુ રાખી, આયુર્વેદની પ્રગતિ આપણે બતાવ્યા કરીશું ત્યારેજ માલમ પડશે કે, આવાં કાર્યો આયુર્વેદની ઉન્નતિમાં કેટલો મોટો ફાળો આપે છે ? આપણી વૈદ્યસભાઓ દ્વારા, ભાષણોથી, વર્તમાન-પત્રો, આયુર્વેદિક માસિકો તેમજ વિજ્ઞાનમાં ઉલટ લેતાં અન્ય માસિકોમાં લેખોદ્વારા એવા શોધકો એ જાહેરમાં આવવાની આવશ્યકતા છે, દર વર્ષે ફાટી નીકળતા રોગો તેમજ અમુક દેશોમાં જડ ઘાલી બેઠેલા રોગો પર આયુર્વેદની કઇ ઔષધિઓ, આયુર્વેદની કઈ અનુભવસિધ્ધ શોધ, કારગત નિવડશે તે પ્રસિદ્ધ કરવાનું અને જનસમાજને આયુર્વેદિક ઇલાજ ઉપયોગી બનાવવાનું કાર્ય પણ તેટલુંજ અગત્યનું છે, તો આવા આયુર્વેદની પ્રગતિરૂપ કાર્યમાં સર્વેએ પોતાનો ફાળો આપવા તત્પર થવું.

આ ઠરાવને ટેકો અપાયા બાદ તે પસાર થયો હતો.

મુંબઈ સમાચાર તથા અન્ય
વર્તમાન પત્રોમાંથી. તા. ૨૧-૧૨-૨૬

લેખક પરિચય,

# સંસ્થા, સભા અને

# દેશનેતાઓ

# શું કહે છે?

પ્રકાશક

# ( સભા )

## જાહેરમાન

## દેશી દવાના શોધક

વૈદ્યરાજ પ્રતાપરૉય ત્ર્યંબકલાલ કે જેઓ આયુર્વેદમાં નવીન શોધો કરી, આયુર્વેદનું ગૌરવ વધારતા આવ્યા છે, અને જેઓએ હાલની કોંગ્રેસ ચળવળ સમયે પણ સૈનિકોને આયુર્વેદિક દવા આપી, વૈદ્યકિય મદદ પૂરી પાડવા સૌથી પ્રથમ બહાર પડી, અનેક રોગી વોલન્ટીયરોને સારા કરી, આયુર્વેદની મહત્તા સાબિત કરી છે. તેઓને પૂજ્યપાદ્ શ્રી ગોકુળનાથજી મહારાજશ્રી તરફથી શીતલાના ઉપચારની નવીન શોધ માટે પંડિતોની સભા સમક્ષ પ્રમાણપત્ર આપવામાં આવ્યું હતું. વિદ્વાન પંડિતોના ભાષણો પછી, પૂજ્યપાદ્ શ્રી ગોકુળનાથજી મહારાજશ્રીએ જણાવ્યું કે વૈદ્યરાજ પ્રતાપરૉય ત્ર્યંબકલાલ જેઓએ આયુર્વેદમાં નવીન શોધો ઘણી કરી છે, પણ આ છેલ્લી શોધ કે જે શીતલાના ઔષધની છે તેથી અમો ઘણાજ પ્રસન્ન થયા છીએ. અમારા બાળકો ઉપર આ દવાનો અનુભવ અમોએ લીધો છે, અને ઈલાજ ફત્તેહમંદ માલમ પડયો છે.

તેમને શીતલારોગ અટકાવવા માટેની દવાની નવીન શોધ માટે પ્રમાણપત્ર આપતાં અમને અતિ હર્ષ થાય છે. ત્યાર પછી (મહારાજશ્રીના રહસ્યમંત્રી) પંડિત ગૌર ગોપાલે પ્રમાણપત્ર વાંચી સંભળાવ્યું હતું કે:—

શુધ્ધાદ્વૈત સંપ્રદાયાચાર્ય ગોસ્વામીશ્રી ગોકુળનાથજી મહારાજ શ્રીના પોતાના અંગત વૈદ્યશ્રેષ્ઠ મહાઉદયવાળા વૈદ્યરાજ પ્રતાપરૅાય ત્રંબકલાલ.

શીતળાના રોગથી બચવાને માટે આપે એક ઉત્તમ ઔષધની શોધ કરી છે, આ જાણુ થતાં આપને બોલાવી, આ વિષય સંબંધી વાતચિત કરી હતી, અને ત્યારપછી અમારાં નાનાં નાનાં બાળકો ઉપર શીતલાના રોગથી બચવાને માટે આપની ઔષધિનો પ્રયોગ કરવામાં આવ્યો હતો. આપે જે વાત ઔષધિ આપવા સમયે કહી હતી તેનો બરાબર અનુભવ ઔષધ આપ્યા પછી થયો.

આવી લાભદાયક ઔષધિનો દરેક રોગી લાભ લે, એ કારણુથી હું ગર્વ સાથે સર્વ જનતાને જણાવું છું કે શીતલાના હુમલા પર આપની દવાનો જરૂર ઉપયોગ કરે, અને સાથે સાથે આપની પાસે પણુ આગ્રહ સાથે આશા રાખું છું કે આવા ભયંકર બીજા રોગોની ઔષધિઓની શોધો કરી, દેશસેવાના અને સુયશના ભાગી બનવા સમર્થ ભગવાન આપને સહાય કરે. પુજ્યપાદ્દ શ્રીગોકુળનાથજી મહારાજશ્રી તરફથી ઉપરનું પ્રમાણુપત્ર એનાયત થયા બાદ વૈદ્યરાજ પ્રતાપરૅાયે મહારાજશ્રીએ દર્શાવેલ લાગણી તથા આયુર્વેદ તરફ માન દર્શાવવા માટે ઉપકાર માન્યો હતો.

સાંજવર્તમાન તથા મુંબઈસમાચાર તા. ૨૮ મી
જુલાઈ ૧૯૩૦ તથા અન્ય વર્તમાનપત્રો પરથી.



( સંસ્થા )

# જાહેરમાન

## મુંબઈ પ્રાંતિક કોંગ્રેસ કમિટી (બી. પી. સી. સી.) તરફથી બહાર પડેલો રીપોર્ટ.

### કોંગ્રેસવૈદ્યરાજે બજાવેલી સેવા.




ગ્રેસવૈદ્યરાજ તરીકે જાણીતા થયેલા વૈદ્યરાજ પ્રતાપરાય ત્રંબકલાલ આજ એક વર્ષ થયાં, એટલે કે સત્યાગ્રહ જંગ શરૂ થયો ત્યારથીજ, તા. ૮મી એપ્રીલ ૧૯૩૦થી, સર્વથી પહેલાં બહાર પડી, આયુર્વેદિક પદ્ધતિથી દેશસેવકોની દવા વિનામુલ્ય કરવા બહાર પડયા હતા. આ જાતની વૈદ્યકીય મદદ પૂરી પાડવાની અગત્યની દેશસેવા હિંદમાતાને ચરણે ધરનાર તેઓશ્રી **આખા હિંદમાં** સૌથી પ્રથમ હતા, અને છેવટ સુધી તેઓએ દવાઓ કોંગ્રેસને આપી, તેમજ સારવાર કરી ઉત્તમ સેવા બજાવી છે.

દરેક છાવણીઓ (કેંપમાં) મોરારબાગ, માંડવીવોર્ડ, સીવોર્ડ, કોંગ્રેસહાઉસ વગેરે સ્થળે જાતે જઇ ઘાયલ થયેલા તેમજ બિમાર પડેલાઓની દવા કરી, તેમજ કોંગ્રેસ ગેરકાયદેસર ઠર્યા છતાં, પોતાના ભૂલેશ્વર કેથીડ્રલ સ્ટ્રીટ ઉપર આવેલા દવાખાને પણ સ્વયંસેવકોએ સારો લાભ લીધો છે. અત્યાર સુધીમાં લગભગ હજારો સ્વયંસેવકો અને દેશસેવકો વૈદ્યરાજની દવા કરી આરામ પામ્યા છે. વૈદ્યરાજ જરૂર પડયે કિંમતી દવાઓનો પણ ઉપયોગ કરતા હતા, અને દરેક જણ તેમના દવાખાનેથી સંતોષ પામીનેજ



સત્યાગ્રહ કેંપ ઑફીસર ( કોંગ્રેસ પ્રાંતિ
કમિટી) મુંબઇ. ૧૯૨૩ નાગપુર સત્યાગ્ર
સ્વયંસેવક કમિટિના મંત્રી. ૧૯૨૪–૨
મુંબઇ પ્રાંતિક કોંગ્રેસ કમિટિનાં મેમ્બ
એ'વોર્ડ કોંગ્રેસ કમિટિના સેક્રેટરી, ખજા
નચી, તેમજ પ્રમુખનો ઓધ્ધો જુદે જું
સમયે ભોગવી ચુકેલા, એ'વોર્ડ વોલંટીય
કોરના પ્રમુખ દેશ સેવક અંબારા
નલકચંદ તથા દેશને ઉમદા સેવા આપના
જેલ અને મારનો વખતો વખત ભોગ
બનેલા કોંગ્રેસ જનરલ ઓરગેનાઇઝ
ઑફ બી. પી. સી. સી. દેશસેવક
બીમલ શર્મા વૈદ્યકીય સારવાર નીચે.

બી.પી.સી.સી. ના ૨૪મી વૉર કૌન્સીલના પ્રેસીડન્ટ જેલ ભોગવી ચુકેલા તથા મારનો ભોગ બનેલા, શીવનેરી કિલ્લા ઉપર ત્રણસો માણસો સાથે જઇ, ધ્વજારોહણ કરનાર (૧૯૩૦) ભૂલેશ્વર જીલ્લા સમિતિના સભાસદ. ધારાસણા ૧લી ટુકડીનાં કેપ્ટન 'કવિશ્રીનંદ' વૈદ્યકિય સારવાર નીચે.



ગયું છે, એજ તેમની અંતરની દેશસેવા માટેની લાગણી દેખાડી આપે છે.

આ વૈદ્યકીય મદદ માટેનો દરેક ખર્ચ તેઓએ પોતાના તરફથીજ દેશસેવા ખાતર કર્યો અને બીજા કોઇપણ પાસેથી મદદ લેવામાં આવી ન હતી. તેમને માટે શ્રી મોતીલાલ નહેરૂ, સરદાર વલ્લભભાઇ પટેલ વગેરે દેશનેતાઓએ ધન્યવાદનાં વાકયો ઉચ્ચાર્યાં હતાં. આ સ્વરાજ વૈદ્યરાજ પ્રતાપરૉયની અગાઉની કારકિર્દી પણ ઝળકતી છે. આયુર્વેદમાં ઘણી નવી શોધો તેમણે કરી છે, તેથી આયુર્વેદશોધકના નામથી પ્રસિદ્ધ થયેલા છે. વૈદ્યશ્રેષ્ઠ, કોંગ્રેસવૈદ્યરાજ, વગેરે નામોથી પણ પ્રખ્યાત થયા છે.

દેશસેવકોને વૈદ્યકીય મદદની શરૂઆત કોંગ્રેસ વૈદ્ય પ્રતાપરૉય ત્રંબકલાલ તરફથી શરૂઆત તા. ૮ મી એપ્રીલ ૧૯૩૦.

કોંગ્રેસ હોસ્પીટલ (સ્થાપના) શરૂઆત તારીખ ૨૫મી મે ૧૯૩૦.

મુંબઇસમાચાર તા. ૨૭ મે ૧૯૩૧, શનીવાર,
તથા અન્ય વર્તમાનપત્રો પરથી.



# દેશનેતા

## રાષ્ટ્રપતિ મોતીલાલ નહેરૂ શું કહે છે ?

હિંદના રાષ્ટ્રપતિની આજે મુંબઈમાં પધરામણી. શહેરના ઇતિહાસમાં નહીં ભૂલાય તેવો યાદગાર બનાવ. પંડિત મોતીલાલ નેહેરૂના માનમાં નીકળેલું ભવ્ય સરઘસ. રસ્તે રસ્તે ભેગાં મળેલાં લાખો પ્રજાજનોનો ભારે ઉત્સાહ.

સરઘસ ભૂલેશ્વર કબુતરખાના પર આવતાં કોંગ્રેસવૈદ્યરાજ પ્રતાપરૉય ત્રંબકલાલ તરફથી પંડિતજીને હારતોરા એનાયત કરવામાં આવ્યા હતા, જે ખુશાલી સહિત સ્વીકારી પંડિતજીએ (કોંગ્રેસને અપાતી) વૈદક સેવા માટે ખુશાલી જાહેર કરી હતી, અને આભાર માન્યો હતો.

સાંજવર્તમાન તા. ૧૮મી જુન ૧૯૩૦
તથા અન્ય વર્તમાનપત્રો પરથી.

# દેશનેતા

## સરદાર શ્રી વલ્લભભાઈ પટેલ કહે છે.

સરદાર શ્રી વલ્લભભાઇ કોંગ્રેસ હાઉસમાં આવતાં, લોકોએ તેમને સારો આવકાર આપ્યો હતો. પછી કોંગ્રેસના ખાસ ફીઝીશ્યન વૈદ્યરાજ પ્રતાપરૉય ત્રંબકલાલ સાથે મુલાકાત સરદારે લીધી અને વૈદ્યરાજ તરફથી કોંગ્રેસને મળતી મદદ માટે ધન્યવાદ અને શાબાશી આપી હતી.

તા. ૪ થી જુલાઇ ૧૯૩૦. મુંબઇસમાચાર,
સાંજવર્તમાન તથા બીજા વર્તમાનપત્રો પરથી.

( દેશસેવક )

## કોંગ્રેસ આયુર્વેદિક ફીઝીશ્યનના

### ચિકિત્સાલયમાં ધોલેરાના સરદાર

**મ**ણીશંકર શામજી ત્રિવેદી કે જેઓને વગર જામીને છુટા કરવાનો સરકારે હુક્ક આપ્યો છે, તેઓએ તા. ૨૫ મી મેના રોજ કોંગ્રેસ આયુર્વેદિક ફીઝીશ્યન વૈદ્યરાજ પ્રતાપરાય ત્રંબકલાલના ભૂલેશ્વર પરના દવાખાનામાં મુલાકાત લઇ, આયુર્વેદિક સારવાર પામેલા અને લાઠીનો ભોગ બનેલા સૈનિકોના કેસો જોયા હતા અને નીચે મુજબ અભિપ્રાય આપ્યો હતો.

મારા બીજા મુકરદમાના ચુકાદાની મુદત તા. ૨૮—૬—૩૦ સુધી લંબાતાં બે દિવસ માટે મુંબઇ આવવાનો પ્રસંગ મલ્યો. ગઇ કાલે કોંગ્રેસ હોસ્પીટલની મુલાકાત લેતાં, ત્યાં તે હોસ્પીટલના કોંગ્રેસ આયુર્વેદિક ફીઝીશ્યન વૈદ્યરાજ પ્રતાપરાય ત્રંબકલાલના દર્શનનો લાભ મલ્યો. આજે તેમના ભૂલેશ્વર પરના દવાખાનામાં આવી, વૈદ્યરાજની સારવારથી આરામ પામેલા સૈનિકોના કેસો જોયા તે ઉપરથી એક તો એ માલમ પડયું કે એક વખત લાઠીનો માર ખાધા પછી સૈનિકોએ બીજી વખત લાઠીઓનો માર ખાવામાં વધુ અને વધુ ઉત્સાહ દર્શાવ્યો છે. આપણો વિજય એમાં છે.

રાણપુરમાં તા. ૨૯—૫—૩૦ ના રોજ લાઠીઓના મારથી ઘવાએલા સૈનિકોમાંના એક ભાઇ શિવલાલ મોદી, જ્યારે શુધ્ધિમાં આવ્યા હતા ત્યારે તેમણે સૌથી પ્રથમ વાકય એ ઉચ્ચારેલ કે “મારી સારવાર આયુર્વેદિક ઉપચારોથી કરજો,

અંગ્રેજીથી નહીં." કોંગ્રેસ દેશસેવકોને વૈદ્યકીય મદદ આપવામાં સૌથી પ્રથમ તા. ૮મી એપ્રીલથી પોતાની સેવા દેશને આપનાર વૈદ્યરાજ પ્રતાપશંકરે સૈનિકોની આયુર્વેદિક ઉપચારોથી સારવાર કરીને સંતોષ આપ્યો છે અને આયુર્વેદનું ગૌરવ વધાર્યું છે. ધોલેરા સત્યાગ્રહની છાવણીમાં અશક્તિ અને પરિશ્રમથી છાતીના દુખાવા સાથે મારો અવાજ બેસી ગયો હતો ત્યારે વૈદ્યરાજના ઔષધની એકજ પડીકીએ મને તેજ દિવસની જાહેર સભામાં ભાષણ આપવા શકિતમાન કર્યો હતો. વૈદ્યરાજ પ્રતાપશંકરે આ સ્વાતંત્ર્ય યુદ્ધ વખતે પોતાની સેવાઓ દેશને અર્પણ કરી છે તે માટે આનંદ થાય છે.

લી૦

મણીશંકર ત્રિવેદી

( સરદાર ધોલેરા સત્યાગ્રહ )

સાંજવર્તમાન તા. ૨ જી જુલાઇ ૧૯૩૦

તથા અન્ય વર્તમાનપત્રો પરથી



## દેશસેવક

## કોંગ્રેસ એ વોર્ડ સેક્રેટરી

**વૈદ્યરાજ પ્રતાપરૉય ત્રંબકલાલ.**

આપનો મેલાપ ૧૯૩૦ના સત્યાગ્રહ વખતે મોરારબાગમાં કોંગ્રેસના સત્યાગ્રહી સ્વયંસેવક કેમ્પમાં આપ સેવાભાવે સપ્રેમ સ્વયંસેવકોની વૈદ્યકીય સારવાર માટે આવતા ત્યારે થયો, અને આપની સાથે મને મુલાકાત થયા પછી જ્યારે જ્યારે મને જરૂર લાગી ત્યારે મેં આપને રૂબરૂ અગર પત્ર લખી સ્વયંસેવક અગર ગરીબ માણસોને મોકલ્યા તેમને આપે પ્રેમથી દવા આપી છે અને આપનો પ્રેમ મારા તરફ ઘણો વધતો ગયો છે. આપે મારા તરફ ઘણો ભાવ રાખ્યો છે તથા મારી માંદગીમાં પણ આપે દવા કરી તે ખાતર હું આપનો રૂણી છું. આપનો સેવાપ્રેમ છે જે વધતો રહે છે તેમ વધારે વધે અને આપ દરેક રીતે સુખી રહો તેવી પ્રભુ પ્રત્યે પ્રાર્થના.

લી. સેવક,

**અંબારામ તલકચંદ**



ગ્રંથકારો, લેખકો

અને

વર્તમાનપત્રો લખે છે.

# સોરઠીસાહીત્યસેવામંદિર તરફથી બહાર પડેલા એક પુસ્તકમાંથી



વૈદ્યરાજ પ્રતાપરાય ત્ર્યંબકલાલ

વૈદ્ય વિદ્યામાં અતિ પ્રવીણ છે. એમણે ઘણાં દર્દો સારાં કરી, આ ડૅાકટરી જમાનામાં સમાજને બતાવી આપ્યું છે કે આપણું આયુર્વેદ શી મહત્તા ધરાવે છે, અને તેઓ થોડા સમયમાં મુંબઇની જનતામાં પોતાની કાર્યદક્ષતા, નિદાનશક્તિ, ઔષધ ઉપચાર વગેરે માટે માન ઉત્પન્ન કરાવી શકયા છે. વૈદ્યરાજે વર્ષોથી મુંબઇમાં પોતાનો વંશપરપરાનો વૈદ્યક ધંધો જમાવી પૂર્ણ પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી છે. વૈદ્યરાજ વૈદ્યક ધંધામાં પ્રવીણ હોઇ કીર્તિ, યશ, તેમજ ગૌરવ સંપાદન કરી પ્રજામાં સંપુર્ણ સન્માન મેળવી ચુકયા છે. તેઓશ્રીની નિદાન કરવાની કુશળતા તો ખાસ વખણાય છે. એમનું વ્યક્તિત્વ આદર્શ અને અનુકરણીય છે. તેમનો પ્રસંગને અનુસરતો આનંદી સ્વભાવ તેમજ સરલતા, ગંભીરતા, મિલનસારપણું, વિનય, પ્રતિભા, ભાષાશૈલી તથા વાણીનો જેમને એકવાર પણ પ્રસંગ પડયો હોય તેઓ ભાગ્યેજ તેમને ભુલી શકે.

એમનો પહેરવેશ હજારો માણસોમાંથી ઓળખાય તેવો તેમજ સાદો છતાં ભવ્ય છે. પોતે સાહિત્યવિલાસી અને સાથે એક અચ્છા લેખક પણ છે. જેથી સાહિત્યસેવા પર પણ લેખો લખી બજાવે છે. એમના દવાખાનામાં ગરીબોને વિના મૂલ્યે વૈદ્યરાજ દવા કરે છે; જે એટલા પ્રેમ અને ભાવથી આપે છે કે દરદીને તેઓ મફત દવા લે છે એવા ભાવથી થતો ક્ષોભ થવા

દેતા નથી. પોતાના ગ્રાહક દર્દીઓ પ્રત્યે પણ સહૃદયતાથી હિત ઇચ્છી જલદી આરામ થાય તેમ ધ્યાન આપે છે, નહીં કે દ્રવ્યને ખાતરજ દવા આપે, આથી સ્વાર્થ સાથે પરમાર્થ કરી. પૂણ્યજ મેળવે છે; તેથીજ દ્રવ્ય આપનાર દરદીઓ પણ વૈદ્યરાજ તરફ માન અને પૂજ્યબુધ્ધિ રાખી રહ્યા છે. આ બતાવે છે કે વૈદ્યરાજને દ્રવ્યની તૃષ્ણા કરતાં, યશ, કીર્ત્તી અને માનવસમાજનું ભલું કરવાની લાલસા વધારે છે.

વૈદ્યરાજ દેશભકત તરીકે પણ જાણીતા છે અને કોંગ્રેસ વૈદ્યરાજ તરીકેનું માન જો કોઈ પણ મેળવી શકયું હોય તો તે વૈદ્યરાજ એકજ છે. તા. ૮ મી એપ્રીલથી એટલે કે સત્યાગ્રહની લડત શરૂ થઇ ત્યારથી જ વૈદ્યરાજે વૈદ્યકીય મદદ આપવી શરૂ કરી સ્વરાજભવન (કોંગ્રેસ હાઉસ) તથા દરેક છાવણીઓમાં જાતે જઈ બીમાર તેમજ ઘાયલ થયેલાના ઉપચાર કર્યા, તેમજ દવાખાને પણ સેવકોએ સારો લાભ લીધો. આ માટેનો દરેક ખર્ચ વૈદ્યરાજ તરફથી જ ચાલુ રહ્યો અને પ્રજા પાસેથી બીલકુલ મદદ લેવામાં આવી નહીં. આ જાતની વૈદ્યકીય સેવા માતૃ-ભૂમિને ચરણે ધરનાર અને તન, મન, ધનનો ભોગ આપનાર આખા હિન્દમાં વૈદ્યરાજ પહેલાજ હતા. આ સેવાનો લાભ હજારો દેશસેવકોએ લીધો અને દેશનેતાઓએ વૈદ્યરાજ માટે પ્રશંસા અને ધન્યવાદનાં વાકયો ઉચ્ચાર્યાં.

આ જાતની સેવા માટે અન્ય પ્રેરાય એ ઉદ્દેશથી જાહેર લેખો લખીને પણ વૈદ્યરાજે સારી જાગૃતિ આણી હતી. આ સાચી ઉત્તમ સેવાથી વૈદ્યરાજે આયુર્વેદની મહત્તા માત્ર ગાઇ ન બતાવતાં સક્રિયભોગ આપી સમાજ ઉપર આયુર્વેદિક પદ્ધતિ માટે

સારી છાપ પાડી. વૈદ્યરાજની વૈદ્યકીય કુશળતા ઉત્તમ હોવાથી તેમાં તેમણે ઘણી નવી શોધો કરી છે અને કર્યા કરે છે. વાળા તેમજ શીતલાનાં ભયંકર રોગોની દવા શોધનાર વૈદ્યરાજ છે. આપણો હિંદુસ્તાન દેશ કે જે નવી શોધો માટે શિથિલ થઇ ગયો છે. તેમાં નવી જાગૃતિ લાવી આયુર્વેદની મહત્તા વધારતા રહ્યા છે. સમાજ આને માટે તેમનો આભારીજ ગણાય.

મહારાજશ્રી ગોકુળનાથજીએ તા. ૧૬ મી જુલાઇ ૧૯૩૦ નાં રોજ વિદ્વાનો અને પંડિતોની સભા ભરી તેમની સમક્ષ શીતલાની નવી શોધ માટે અને વૈદ્યકીય કુશળતા માટે ખાસ પ્રમાણપત્ર એનાયત કરી વૈદ્યરાજને વૈદ્યશ્રેષ્ટ તરીકે જાહેર માન આપ્યું હતું તેમજ અતિ પ્રશંસા કરી હતી.

વૈદ્યરાજમાં સત્યપ્રિયતા, ઉદારતા, નીડરતા મનુષ્યપરીક્ષા અને કરેલા ગુણનો બદલો વાળી આપવાની વૃત્તિ, ઈત્યાદિ ઉત્તમોત્તમ સદ્દગુણો શોભી રહ્યા છે. એમના મિત્રમંડળમાં, સંસ્કારિક અને સુશિક્ષીત વિદ્વાન વર્ગજ છે. વૈદ્યરાજની અત્યાર સુધીની કારકીર્દી ઉજ્વળ ને પ્રશંસાને પાત્ર છે, તેમને માટે જેટલું લખીએ તેટલું ઓછું, અને પ્રસિધ્ધને પ્રસિધ્ધ કર્યા જેવું ગણાય; ટુંકમાં એટલુંજ કે વૈદ્યરાજ મહાન્ અને આદર્શ પુરૂષ થવાને સરજાયેલા છે.

"સૌરાષ્ટનીવીરજાતિઓ" નામના પુસ્તકમાંથી.

લેખક

કવિ વિદ્યાપી

# આપણા મહાજનો નામના પુસ્તકમાંથી

## આયુર્વેદિક ફીઝીશ્યન પ્રતાપરૉય ત્રંબકલાલ રાજવૈદ્ય.

તેણે વિદ્વાન્ પિતાના ચરણોમાં બેસીને વૈદ્યકશાસ્ત્રનાં અમૃત પચાવ્યાં છે, છતાં તેમનો આડંબર નથી.

એમના ચિકિત્સાલયની સ્થાપના ૧૯૦૧ માં થયેલી, જે હજી પણ તેજ વિસ્તારમાં ચાલુ છે. પિતાની કીર્તિને વધુ ઉજ્જ્વળ બનાવી છે. પ્રચલિત પાશ્ચાત્ય ચિકિત્સા કરતાં આયુર્વેદની ચઢીઆતી મહત્તા તેમણે સ્થાપિત કરી છે. એમની વિદ્વત્તાનો હેતુ કેવળ કમાણી કરવામાં સમાતો નથી. જ્યારે જ્યારે જનતામાં રોગચાળો ફાટી નીકળે છે ત્યારે આમ જનતાના હિતાર્થે વર્તમાનપત્રો દ્વારા તે રોગના ઉપાયો સુચવતા આવ્યા છે. શીતલા અને વાળાના ઉપદ્રવ પ્રસંગે અસરકારક ઔષધની શોધખોળ કરીને અનેક દર્દીઓને એમણે બચાવી લીધા હતા. જાહેર મેળાવડા સમક્ષ માનપત્ર આપી જનતાએ એમની સેવાઓની કદર કરી.

૧૯૩૦ ની સત્યાગ્રહની લડતમાં જ્યારે રાષ્ટ્રભાવનાથી ઉછળતા સૈનિકોએ પડતું મૂકયું ત્યારે કોઈ પણ જાતની આશા રાખ્યા વિના નિઃસ્વાર્થ તેમની સારવાર કરવા તેઓ આગળ આવ્યા હતા. જ્યારે કોંગ્રેસ હોસ્પીટલની પણ સ્થાપના થઇ ન હતી.

હજારો સૈનિકો તેમની માયાળુ સારવાર માટે આજે પણ મમતા ધરાવે છે. મુંબઇ પ્રાંતિક સમિતિએ એમની સેવાઓની કદર કરતું પ્રમાણપત્ર આપ્યું અને સરદાર શ્રી વલ્લભભાઈએ તથા સ્વ. પંડિત મોતીલાલ નેહરૂએ પ્રશંસાનાં પુષ્પો વેર્યાં.

તેઓ સ્વભાવે સરળ અને રમુજી છે. સેવા, મુદ્રાલેખ

લેખક

**મોક્ષવદનરાય દેશાઇ**

# મુંબઇના મહાશયો નામના પુસ્તકમાંથી



સને ૧૯૦૧માં મુંબઈમાં પોતાના પિતાએ સ્થાપેલ દવાખાનાને સને ૧૯૨૨માં ચિકિત્સાલયનું નવું નામ આપીને વૈદ્યરાજ પ્રતાપરાયે તે ચલાવવું શરૂ કરેલું અને પોતાની કાર્યદક્ષતા, નિદાનશકિત તથા ઔષધ ઉપચાર માટે, જનતામાં માન ઉત્પન્ન કરાવી શકયા હતા. એમણે કેટલાક ભયંકર દરદો સારાં કરીને આજનાં જમાનામાં આયુર્વેદ મહત્તાની પ્રતીતિ કરાવી આપી છે.

દવાખાનું ચલાવવા ઉપરાંત વૈદ્યરાજે વરસો થયાં જાણીતાં માસિકો, અઠવાડિકો અને રોજીંદાં છાપાઓમાં આયુર્વેદના પ્રયોગો લખીને પ્રજાની સેવા બજાવી છે; તે ઉપરાંત વખતો વખત ફાટી નીકળતા મેલેરીયા, કોલેરા, શીતલા અને વાળા વિગેરે ભયંકર રોગો સંબંધે પણ પ્રસંગોપાત લેખો લખીને એ દરદોથી કેમ બચવું તથા તેની કેવી રીતે માવજત કરવી તેની સૂચનાઓ વખતોવખત પ્રજાને આપ્યા કરે છે.

વૈદ્યકીય લેખો લખવા ઉપરાંત તેઓ લેખક પણ છે. તેમની વાર્તાઓ જાણીતા માસિકો વગેરે પત્રોમાં પ્રસિધ્ધિ પામી ચૂકેલ છે. સને ૧૯૩૩માં, મુંબઇ, ભાવનગર, કલકત્તા અને બેંગલોર વગેરે સ્થળે શીતલાનો રોગ ફાટી નીકળ્યો ત્યારે વૈદ્યરાજે મુંબઈના રેડીઓ સ્ટેશનપરથી' શીતલાનો રોગ, તેની સારવાર અને ઉપચાર 'સંબંધે માહિતી પૂર્ણ ભાષણ બ્રોડકાસ્ટ કર્યું હતું. હિંદમાં આયુર્વેદને લાગતું એ પહેલુંજ બ્રોડકાસ્ટ થયેલું ભાષણ હતું.

સને ૧૯૩૦ની સત્યાગ્રહની લડત વખતે વૈદ્યરાજે વૈદ્ય તરીકે પોતાની સેવા મહાસભાને અર્પણ કરી હતી. સત્યાગ્રહની લડત શરૂ થઇ ત્યારથી વૈદ્યરાજે લાઠીમાર વગેરેથી ઘાયલ થતા સ્વયંસેવકોની સારવાર કરવાનું શરૂ કરેલું, જે બદલ મુંબઈ પ્રાંતીય મહાસભા સમિતિ (બી. પી. સી. સી.) એ તેમની સેવાઓ વિષે વર્તમાનપત્રોમાં ઉલ્લેખ કરીને તેમને જાહેર માન આપ્યું હતું.

સને ૧૯૩૦માં મુંબઇમાં શીતલાનું દરદ ફાટી નિકળ્યું ત્યારે મોટા મંદિરના વૈષ્ણવધર્મના વડા ધર્માચાર્ય શ્રી ગોકુળનાથજી મહારાજશ્રીનાં બાળકોમાં પણ આ રોગે દેખાવ દીધેલો અને તેનાં સઘળાં ચિહ્નો શરૂ થયાં હતાં. મહારાજશ્રી એ સમયે બાળકો માટે ભયથી ચિંતાગ્રસ્ત થઇ ગયા હતા કારણ કે શહેરમાં ઘણા કેસો ખરાબ થતા અથવા આ રોગ પછી ભયંકર રીતે ખોડખાંપણ રહી ગયાના દાખલા સંભળાતા. વળી શીતલાની રસી પણ ધર્મને અંગે મહારાજોથી લઇ શકાતી નથી એ સમયે વૈદ્યરાજે શીતલા માટે નવી શોધ કરી ખાસ દવા શોધી હતી અને ઘણાંને એ રોગથી બચાવ્યાં હતાં. જે રોગ માટે દવાજ નથી એમ કહેવાતું હતું, એવા સંજોગોમાં મહારાજશ્રીનાં દરેક બાળકોને દવા શરૂ કરી, વૈદ્યરાજે પુરતા માન સાથે જશ મેળવી, પોતાની નવી શોધની ઉત્તમતા પુરવાર કરી, એથી મહારાજશ્રી ગોકુળનાથજી એટલા પ્રસન્ન થયા કે, તા. ૧૬-૭-૧૯૩૦ ના રોજ વિદ્વાનો અને પંડિતોની સભા ભરી તેમની સમક્ષ આ નવી શોધ માટે અને વૈદ્યકીય કુશળતા માટે પ્રમાણપત્ર એનાયત કરી વૈદ્યરાજને **વૈદ્યશ્રેષ્ઠ** તરીકે જાહેર માન આપ્યું હતું તેમજ અતિ પ્રશંસા કરી હતી.

કેટલાક માણસો એવા હોય છે કે તેઓ પોતાના વ્યક્તિત્વથી સંખ્યાબંધ માણસોમાંથી જુદા તરી આવે છે. અને સહુનું ધ્યાન ખેંચે છે; વૈદ્યરાજ પ્રતાપરૉય એ કોટિના છે. એમનો દેખાવ પ્રતિભાશાળી અને સ્વભાવ મળતાવડો, હસમુખો તથા દયાળુ છે. પોતાના દવાખાને આવનાર દરેક માણસ સંતુષ્ટ થઈને જાય એવી તેમની ભાવના છે.

લેખક

**રા. શ્રી વલ્લભજી સુંદરજી કવિ કાવ્યભૂષણ**

## સાહિત્યસેવામંદિર તરફથી બહાર પડેલા એક પુસ્તકમાંથી

રા. રા. વૈદ્યરાજ પ્રતાપરૉય ત્રંબકલાલ.

**વૈ**દ્ય કુળરત્ન આ મહાશય પોતાનું દવાખાનું આજ વર્ષોથી સંપૂર્ણ ફત્તેહમંદીથી સુંદર રીતે ચલાવી રહ્યા છે. ધૈર્ય, શાંતિ અને પોતાની બુદ્ધિચાતુર્યથી તેઓ વડિલોની કીર્તિમાં વધારો કરી રહ્યા છે. એઓ સ્વભાવે નિખાલસ, રમુજી, સરલ, સહૃદય અને મળતાવડા હોઇ, ધંધામાં અને નિદાનમાં અતિ નિષ્ણાત છે. એમનો પરિચય એક વાર જેમને થયો હોય તેઓ ભાગ્યેજ એમને ભૂલી શકે. કુદરતે તેમના હાથને યશ દીધો છે, એમની કુશળતાનો ચિતાર તો પરિચયજ યોગ્ય રીતે આપી શકે. આ પુસ્તક (રસકુંજ)માં આવેલ કેટલાંક દ્રશ્યોની વસ્તુઓ માટે વૈદ્યરાજ પ્રતાપરૉય ત્રંબકલાલનેજ માન ઘટે છે.

'રસકુંજ' નામના પુસ્તકમાંથી

લેખક

**કવિ નંદલાલ વિઠ્ઠલદાસ**

## રાષ્ટ્રીયપંચાગમાંથી.

વૈદ્યરાજ પ્રતાપરૉય ત્રંબકલાલે તેમના પિતામહ વૈદ્યરાજ જટાશંકર કેવળરામ રાજવૈદ્યની પાસે, સારો વૈદકનો અભ્યાસ કરવા ઉપરાંત, પોતાના પિતા વૈદ્યરાજ ત્રંબકલાલ જટાશંકર રાજ્યવૈદ્ય પાસે રહી, વૈદ્યકીય પ્રત્યક્ષ અનુભવ મેળવી, ટુંક સમયમાં પોતાના ધંધાને છાજતી યોગ્યતા અને કુશળતા બતાવી આપ્યાં છે, તેઓ ગંભીર, વિનયી, મિલનસાર, ઠરેલ પ્રકૃતિના અને પ્રભાવશાળી છે. આજકાલના ડૉકટરી જમાનામાં દેશી વૈદ્યક કેવું છે તે અનેક કષ્ટસાધ્ય દરદો દૂર કરી, એમણે બતાવી આપ્યું છે.

લેખક

મહાશંકર લલ્લુભાઇ ભટ્ટ

## કે. બુકમાંથી.

અમારા નમ્ર અનુભવથી વૈદ્યરાજ પ્રતાપરૉય, તેમની નાડી પરીક્ષા અદ્દભુત અને ઉપચારો ચમત્કારિક હોવાનું સાબિત થયું છે.

(કર્તા) આર. વનમાલીદાસ, કાલબાદેવી, મુંબઇ ૨.

## 'માથેરાનનીમુસાફરીનીચાવી' નામના પુસ્તકમાંથી

વૈદ્યરાજ પ્રતાપરૉય ત્રંબકલાલ ચિકિત્સા કરવામાં અને ઔષધ ઉપચાર કરવામાં કુશળ છે. માથેરાન ગયા પહેલાં "સંગ્રહણી" માટે હું તેમનીજ દવા લેતો હતો અને મને ઘણો ફાયદો થયો હતો.

લેખક

હંસરાજ પરમાણંદ, નાશીક પંચવટી.

# હિંદુસ્થાનમાં પહેલુંજ વૈધકીય ભાષણ બ્રોડકાસ્ટ

## ઓન હીઝ મેજેસ્ટીઝ સર્વીસ

## ધી ઇન્ડીયન સ્ટેટ બ્રોડકાસ્ટીંગ સર્વીસ,

ઇરવીનહાઉસ, બેલાર્ડઇસ્ટેટ.

## રેડીયો પર બ્રોડકાસ્ટ થયેલું ભાષણ

### શીતલા અને તેનો ઇલાજ

હમણાં મુંબઇ ઉપરાંત કલકત્તા, ભાવનગર, ભરૂચ, બેંગલોર વગેરે ઠેકાણે શીતલાનો ઉપદ્રવ ચાલે છે. તે રોગની સારવાર વગેરેનાં ભાષણો જરૂરી છે. આ ભાષણોમાં મુંબઇના પ્રખ્યાત વૈધરાજ પ્રતાપરૉય ત્રંબકલાલે એક શુભ તથા અગત્યની પહેલ કરી છે જે આવકારદાયક છે. વૈધરાજ પ્રતાપરૉયે શીતલાના રોગની સારવાર, તેનાં ચિન્હો અને ઇલાજ સંબંધી ભાષણ રેડીયો સ્ટેશન ઉપરથી બ્રોડકાસ્ટ કર્યું હતું, જે ઉપયોગી થઇ પડયું હતું.

સાંજવર્તમાન તા. ૨૯એપ્રીલ ૧૯૩૩ શનીવાર.



## ( વર્તમાનપત્ર )

વૈદ્યરાજ પ્રતાપરૉય ત્ર્યંબકલાલ તેમનું દવાખાનું ફત્તેહમંદી સાથ ચલાવે છે. આ દવાખાનું મુંબઇના શ્રીમંત શેઠીયાઓ વચ્ચે લોકપ્રિય થઈ પડયું છે એટલુંજ નહીં પણ તરેહવાર દુઃખદર્દી તથા ભયંકર રોગોને નાબુદ કરે તેવી પોતાની બનાવટની રામબાણ દવાઓ માટે સર્ટીફીકેટો પણ મળ્યાં છે. તેમને અમો ફત્તેહ ઇચ્છીએ છીએ.

સાંજવર્તમાન તા. ૧૦ મી જાન્યુઆરી ૧૯૨૫

## ( વર્તમાનપત્ર )

### ઔષધાલયની સીલ્વરજ્યુબીલી સમયે

ઔષધાલયની સ્થાપનાને ૨૫ વર્ષ પુરાં થયાં છે. અને તેની સીલ્વરજ્યુબીલીનો શુભ અવસર આવી લાગ્યો છે. આ મુદત દરમ્યાન આ ઔષધાલય મુંબઇની પ્રજા અને ખાસ કરીને ભાટીયા વાણીયા વગેરે ઉચ્ચવર્ણના હિંદુકુટુંબોમાં લોકપ્રિય નીવડયું છે. હાલ તે વૈદ્યરાજ પ્રતાપરૉય ત્ર્યંબકલાલ ફત્તેહમંદી સાથ ચલાવે છે સીલ્વરજ્યુબીલીના ટાંકણે અમો તેવણના ઔષધાલયને ફત્તેહ ઇચ્છીએ છીએ.

સાંજવર્તમાન તા. ૫ મી માર્ચ ૧૯૨૬

## (વર્તમાનપત્ર)

### દેશીવૈદ્યની એક અગત્યની શોધ

આજકાલ આપણા મુંબઇ શહેરમાં વાળાનું દરદ મોટા પ્રમાણમાં ફાટી નીકળ્યું છે. કહે છે કે કોટના અમુક કુવાઓનું પાણી પીવાથી એ રોગ ઘણાંઓને લાગુ પડયો છે. આ દરદને

નાબુદ કરવાનો એક અકસીર ઇલાજ જાણીતા વૈદ્યરાજ પ્રતાપરૉય ત્રંબકલાલે શોધી કાઢયો છે.

આ ઇલાજને આયુર્વેદની એક કિંમતી શોધ તરીકે જણાવવામાં આવે છે. દરદીને જે ભાગમાં વાળો નીકળ્યો હોય; તે ભાગ પર લેપ લગાડવામાં આવે છે અને દવા પણ ખાવા અપાય છે. વૈદ્યરાજ પ્રતાપરૉયની આ દવાનો લાભ અત્યાર સુધીમાં ઘણા દરદીઓએ લીધો છે અને આરામ થયો છે. ગરીબોને વૈદ્યરાજ તરફથી દવા મફત આપવામાં આવે છે.

સાંજવર્તમાન ગુરૂવાર તા. ૧૦ મી જુન ૧૯૨૬
તથા અન્ય વર્તમાનપત્રો પરથી

## ( વર્તમાનપત્ર )

વૈદ્યરાજ પ્રતાપરૉય ત્રંબકલાલ જેઓ કોંગ્રેસ વૈદ્યરાજ તરીકે પંકાયલા છે તેઓના ચિકિત્સાલયમાં બનતી આયુર્વેદિક દવાઓ xxxx આજ વર્ષો થયાં પ્રખ્યાત થયેલી છે. જુની ભસ્મો વગેરે સંગ્રહ વૈદ્યરાજના ઔષધાલયમાં રાખવામાં આવે છે. ત્રીસ વર્ષનું આ જુનું ઔષધાલય છે. ગોસ્વામી શ્રી ગોકુળનાથજી મહારાજે શ્રી પ્રતાપરૉયને વૈદ્યપ્રવર (વૈદ્યશ્રેષ્ઠ) તરીકે ( શીતલા ઔષધની શોધ માટે) પ્રમાણપત્ર આપ્યું છે.

સાંજવર્તમાન તા. ૫ મી ડીસેંબર ૧૯૩૧



## ( અઠવાડિકપત્ર )

**વૃ**દ્ધાવસ્થા અને મૃત્યુ સામે મોરચા માંડીને નિત્ય યૌવન પ્રાપ્ત કરીને અજર અને અમર થવાને માનવી સૃજન જુના સમયથી પ્રચંડ પ્રયાસ કરી રહ્યો છે. આપણા શહેરના જાણીતા અને અનુભવી આયુર્વેદિકફીઝીશ્યન વૈદ્યરાજ શ્રી પ્રતાપરૉય ત્રંબકલાલે આર્યવૈદ્યક ગ્રંથોના આધાર પરથી સાત્વિક વનસ્પતિમાંથી ઉત્તમ "અમૃતચાટણ" બનાવ્યું છે.

આ ચાટણ બજારોમાં મળતાં અન્ય ચાટણો અને અવલેહો કરતાં અતિ ઉત્તમ છે. સામાન્ય રીતે વપરાતી ઔષધિઓ ઉપરાંત વૈદ્યરાજ શ્રી પ્રતાપરૉયે અનેક કિંમતી અને ઉપકારક ઔષધિઓનું મિશ્રણ કર્યું છે. આ ચાટણથી પ્રસન્નતા સાથે મનની પરમ શાંતિ અનુભવાય છે, અને શરીરમાં તાકાત આવેલી જણાય છે. અમારા અભિપ્રાય મુજબ અત્યાર સુધીમાં બહાર પડેલા અનેક અવલેહો અને ચાટણોમાં આ ચાટણ એક સર્વોત્તમ વાજીકરણ છે અને તે વાપરવાને અમે સૌ કોઈને સલાહ આપીએ છીએ.

અઠવાડિક, મુંબઈસમાચાર તા. ૫–૨–૧૯૩૯

## ( માસિક )

**આ** જુના અને જાણીતા વૈદ્યરાજ પ્રતાપરૉય ત્રંબકલાલ તેમનું પાચન, સ્વાદિષ્ટ અને સહેજવારમાં ખોરાકને પચાવી સારી ભૂખ લગાડનાર છે. આ ચૂર્ણ અજીર્ણ, અરુચિ, ઉદરવાત અને કબજીયાત માટે અકસીર છે, સ્વદેશી દવામાં આ 'પાચન' વાપરવા જેવું છે.

તંત્રી **"શારદા"**

( સામાહિકપત્ર )

## આયુર્વેદિકફીઝીશ્યન તેમની ઉત્તમ ઔષધી.

વીટામીન સંબંધી આધુનીક વિદ્વાનોમાં ઘણાં મતમતાંતર છે. પરંતુ આપણા પ્રાચીન રૂષિ–મુનિઓ એ સંબંધી અનેકગણું જ્ઞાન ધરાવતા હતા. પ્રાચીનકાળમાં ચ્યવન નામના રૂષિનું શરીર હાંફણ, ક્ષય, નબળાઈ વગેરે રોગથી બહુજ જર્જરીત થઇ ગયું હતું ત્યારે દેવોના વૈદ્યરાજ અશ્વિનિકુમારે એક અદ્ભુત ચાટણ બનાવીને તેમને આપ્યું હતું. અને એનો ઉપયોગ કરીને એ ઋષિએ પોતાનું તારૂણ્ય અને આરોગ્ય પાછું મેળવ્યું હતું.

મુંબઈ ભૂલેશ્વર કેથીડ્રલસ્ટ્રીટ પર આવેલા ચિકિત્સાલયનાં વિદ્વાન અધ્યક્ષ આયુર્વેદિક ફીઝીશ્યન પ્રતાપરૉય ત્રંબકલાલે આયુર્વેદીક ગ્રંથોના આધાર પરથી સાત્વિક વનસ્પતિમાંથી એક અદ્ભુત ચાટણ બનાવ્યું છે. આ પૌષ્ટિકચાટણ, મગજની નબળાઇ, માથાનો દુખાવો, નેત્રરોગ, છાતીમાંથી લોહી પડવું, બંધકોષ, હરસ, સ્વપ્ન તથા પેશાબમાં ધાતુ જવી તેમજ સ્ત્રીઓનાં અત્યાર્તવ માટે અમૃતતુલ્ય સિધ્ધ ઉપાય રૂપ ચમત્કારી કામ આપે તેવું છે.

મુંબઇસમાચાર, સાપ્તાહિક તા. ૧૬–૨–૪૧



## જુનાગઢના માજી દીવાન સાહેબ (નાના સાહેબ) લખે છે.

રસુલ મહેલ, નડીયાદ.

વૈદ્યરાજ પ્રતાપરૉય,

વિ. વિ. કે તમે મને દવા આપેલી તે પૂરી થયેલ છે. મને તે બહુ અનુકૂળ આવે છે તમારી ભલામણ પ્રમાણે મધમાં રોજ લઉં છું. મને બહુ ઠીક પડે છે, માટે બીજી વધારે મોકલવાની તસ્દી લેશો.

લી૦

ગોપાલદાસ વિહારીદાસ દેશાઇ.

## રાજમહેલ પોરબંદર

(ટેલીગ્રામ)

કેથીડ્રલ સ્ટ્રીટ, ભૂલેશ્વર, મુંબઇ.

વૈદ્યરાજ પ્રતાપરૉય ત્રંબકલાલ,

વળતી ટ્રેનમાં અડધો ડઝન દ્રાક્ષારસના શીશા તુરત મોકલો

રામબા સાહેબ (રાજમાતા)

( પત્ર )

વૈદ્યરાજ પ્રતાપરૉય ત્રંબકલાલ,

વિનંતી સાથે સાથે લખવાનું કે, આપે મોકલેલા દ્રાક્ષારસના બાટલા નંગ છ પહોંચી ગયા છે. તે દ્રાક્ષારસ તેઓ નામદારશ્રીને બહુ પસંદ આવેલ છે, તેનું બીલ તુર્તજ મોકલી આપશો. તમો જાણો છો કે નામદાર બા સાહેબ તમારા શિવાય બીજે કોઇ પણ ઠેકાણેથી દ્રાક્ષારસ મંગાવીને ઉપયોગમાં લેતાં નથી.

લી. શુભેચ્છક

(રાજમાતાના) કામદાર બાવાભાઇ જીવરામ.

## સાક્ષરવર્ય

રાજકોટ, સીવીલ સ્ટેશન

શ્રી વૈદ્યરાજ પ્રતાપરૉય ત્રંબકલાલ,

ઉધરસની ગોળીઓ મળી, આભાર થયો, બે દિવસમાં પોણો સો ટકા ઉધરસ ચાલી ગઇ છે. તમારી ઉધરસની ગોળીઓ ખુબ અસરકારક છે.

લી૦

ગોકુળદાસ દ્વારકાદાસ રાયચુરા

---

## ભાવનગરના દિવાન

વૈદ્યરાજ પ્રતાપરૉય ત્રંબકલાલ,

સર પટ્ટણી સાહેબે તમારો દ્રાક્ષારસ પીધો હતો. ઘણોજ ઉત્તમ માલુમ પડયો છે અને તેનાં વખાણ કરતા હતા.

લી૦

સર પ્રભાશંકર ડી. પટ્ટણીના પર્સનલ સેક્રેટરી.

દામોદર ભાઇશંકર

---

## કવિરાજ

એલિસબ્રિજ

અમદાવાદ તા. ૨૫–૧૨–૩૯.

વૈદ્યરત્ન શ્રીયુત પ્રતાપરૉયભાઈ,

આપના હાર્દિક મમત્વની સુવાસ પ્રસરાવતો આપનો સ્નેહભરિત પત્ર મળ્યો, આપે માનવજીવન પ્રત્યેની સેવાઓમાં વૈદ્યરાજ તરીકે જે સુયશ પ્રાપ્ત કર્યો છે, તેમાં દિનપ્રતિદિન વૃદ્ધિ થાઓ

એવી શુભ લાગણી હું પાઠવું છું. આપનું અમૃતચાટણુ મ્હને બીજી બનાવટો કરતા વધુ પસંદ પડયું છે. તો મ્હારી વપરાશ માટે પૉટ બે મોકલવા તસ્દી લેશો. અમદાવાદથી આવેલ શેઠ સાથે પૈસા મોકલ્યા છે.

લી. સ્નેહાધીન

ત્રાપજકર.

## ભાવનગર સ્ટેટ એજન્ટ

મુંબઇ તા. ૧૬–૧–૧૯૪૦

પ્રિય ભાઇશ્રી વૈદ્યરાજ પ્રતાપરૉયભાઇ,

જત તમારો પ્રેમ મારા તરફ હંમેશનો બહુજ સારો છે અને આ વખતે મારા મંદવાડની દવા કરવામાં આપે જે ચપળતા અને શુભ લાગણી દર્શાવી છે તેથી મારા મન ઉપર બહુ ઉંડી અસર થઇ છે.

લી. સ્નેહાધીન,

ત્રી. ખુ. પોપટના નમસ્તે

## પોરબંદર રાજમહેલ

વૈદ્યરાજ પ્રતાપરૉયભાઇ

વિશેષ નામદાર બામા સાહેબ તેઓ નામદારના ફરમાનથી લખવાનું કે ખરજવાની દવાની શીશીઓ તમોએ બે વખત મોકલી તેથી હજુરમાં છોકરાઓને ઘણો ફાયદો થયો છે એજ દવાની શીશી ત્રણ આ પત્ર મળ્યેથી તુરત નામદાર બામા સાહેબના શિરનામે ટપાલ રસ્તે મોકલશો.

લી૦

કામદાર બાવાભાઈ જીવરામ

## તબીબી સહાય

અમારી આ સંસ્થાની છેલ્લા બે વર્ષની કાર્યવાહીનું સરવૈયું આપની સમક્ષ સાદર કરતાં અમે આનંદની ઉંડી લાગણીઓ અનુભવી રહ્યા છીએ ઉપરાંત અમારી વિનંતિથી આ વર્ષો દરમ્યાન વૈદ્યરાજ પ્રતાપરૉય ત્ર્યંબકલાલે કેટલાક અશકત નોકર ભાઈઓને તબીબી સહાય મફ્ત આપી હતી તેમના પણ અમો આભારી છીએ.

રિપોર્ટ પ્રસિદ્ધ કર્તા.
ગૌરીશંકર પી ભટ્ટ.
શ્રીમતી પરબતી સાબલે.
રમણીકલાલ એલ. દવે.
ઓનરરી જોઇન્ટસેક્રેટરી,
શ્રી કાપડબજાર સરવન્ટસ વોલન્ટીયર કોર.
મુંબઇ, હનુમાનગલી.

---

(પત્ર)

તા. ૧ લી માર્ચ, ૧૯૩૩.

વૈદ્યરાજ પ્રતાપરૉય ત્ર્યંબકલાલ,

જત લખવાનું કે આપની શીતલાની દવા કે જે નવી શોધ તરીકે બહાર પડી છે. તેને માટે મને કેટલાક લોકોની ભલામણથી મારા છોકરાને કે જેને ઘણાં સખ્ત શીતલા નીકળ્યાં હતાં અને અમોને ભયમાં નાખ્યા હતા તેને આપની શીતલાની ગોળીઓ આપી, અને ઘણોજ ફાયદો થયો છે. હાલ તે સારી તંદુરસ્તી ભોગવે છે, જે આપની દવાને આભારી છે.

લી૦

ઠા. ગોરધનદાસ હરિદાસ ભાટીયા

( પત્ર )

મુંબઈ તા. ૩૦–૬–૧૯૨૬

વૈદ્યરાજ પ્રતાપરૉય ત્ર્યંબકલાલ જોગ,

ઘણા માન સાથે લખી જણાવું છું કે, મને આપની વાળાની દવાથી આરામ થયો છે. હવે મારો પગ સારી હાલતમાં છે. માત્ર થોડા સમયમાં મને સારો આરામ થયો છે અને વાળો નિકળી રૂઝ આવી ગઈ છે.

લી.

**બેચરલાલ નરોત્તમદાસ.**



( પત્ર )

દાદર તા. ૨૮–૮–૧૯૨૬
૧૬, દામજી દેવશીની ચાલ,
લેડી જમશેદજી રોડ,

મહેરબાન વૈદ્યરાજ પ્રતાપરૉય ત્ર્યંબકલાલ,

વિશેષ વિનંતિ સાથે લખવાનું કે, આપની વાળાની દવાથી મને પૂર્ણ આરામ થયો છે. મારા જમણા પગ ઉપર સખ્ત સોજો આવ્યો હતો અને સખ્તવાળાની પીડા ભોગવતો હતો, પરંતુ મારા એક મિત્રે કે જેને આપની વાળાની દવાથી આરામ થયો હતો, તેણે મને આપની દવા કરવા ભલામણ કીધી. આપની દવા કરવાથી મને પૂર્ણ આરામ થયો, સોજો પણ ઉતરી ગયો અને વાળો પણ પાણી રૂપે ઓગળી જઇ, નિકળી ગયો, જે ઉપકાર કદિપણ ભૂલીશ. નહીં.

લી. કૃપાકાંક્ષી,

**જગદીશ ડાહ્યાભાઈ દેશાઈ.**

( પત્ર )

તા. ૮ મી ઓગષ્ટ, ૧૯૨૬
અમૃતવાડી, ગીરગામ બેકરોડ, મુંબઇ.

વૈદ્યરાજ પ્રતાપરાય ત્ર્યંબકલાલ,

જત હું ઘણા માન સાથે જણાવું છું કે, આપની વાળાની દવા ઘણીજ અકસીર છે, મને પગે વાળો નીકળ્યો હતો જેનાં ઘણા ઇલાજો મેં કર્યા, પણ મને મુદ્દલ આરામ થયો નહીં, પણ આપનો લેપ લગાડયા પછી માત્ર ચાર દિવસની અંદર મારો વાળો અંદર મરી જઇ, બહાર નીકળી આવ્યો ત્યાર પછી મને દુખાવો રહ્યો હતો, જેથી ધીરજ નહીં રહેતાં, મેં બીજા બે ત્રણ જણાની દવાઓ કરી, ડોકટરની પણ દવા કરી, મારો દુખાવો વધતો ગયો અને હું હેરાન થઇશ એમ લાગવાથી ફરી પાછી આપની મુલાકાત લઈ, આપનોજ લેપ લગાડયો મારો દુખાવો તેમજ સોજો તુરત નરમ પડી ગયો, અને પગને રૂઝ આવી ગઇ. હવે હું ઓફીસે જઈ શકું છું, અને તદન આરામ છે. મને આરામ થયા પછી મેં બે, ચાર જણાને તેમજ મારી ઓફીસના માણસોને આપને ત્યાં મોકલ્યા હતા, તેમને પણ પૂર્ણ આરામ થયો છે. આથી પૂરવાર થાય કે આપની વાળાની દવા આયુર્વેદની એક અગત્યની શોધ છે હાલ એજ, તસ્દી માફ.

લી. સેવક

ધનશ્યામ છગનલાલ દોલતજાદાનાં સલામ વાંચશોજી.



( પત્ર )

તા. ૧૮-૧૧-૧૯૩૩

વૈદ્યરાજ પ્રતાપરૉય ત્ર્યંબકલાલ જોગ,

ઘણા માન સાથે લખી જણાવું છું કે, મને આપની વાળાની દવાથી આરામ થયો છે. મેં ઘણાની દવા કરી, પણ વાળાનો દરદ સારો થયો નહીં, પછી આપની દવા લીધી ચાર દિવસ કેડે વાળાનો દરદ સાફ થઇ આરામ થઇ ગયો છે. મારા વાળાના દરદ સાફ થયા કેડે મેં એક બીજા માણસને મોકલેલો, તેને પણ આપની દવાથી આરામ થઈ ગયો છે, જે બતાવે છે કે આપની દવા ખાત્રી લાયક છે. મારો વાળાનો દરદ આરામ થઇ ગયો છે તેથી આપનો ઉપકાર માનું છું. એજ

દઃ રામલાલ ભવાનીશંકર (મારવાડી)

ઠેઃ કાલકાદેવી, દાભોલકરવાડી.



( પત્ર )

મુંબઈ તા. ૨૪-૮-૧૯૨૬

૩૯૭, કાલકાદેવી રોડ, મુંબઇ ૨

શ્રીમાન્ વૈદ્યરાજ પ્રતાપરૉય ત્ર્યંબકલાલની સેવામાં,

મને સવિનય જણાવતાં આનંદ થાય છે કે આપની વાળાની દવાએ મને ઘણો જ સારો ફાયદો કર્યો છે. એમ મારા દિલથી જણાવ્યા સિવાય રહી શકતો નથી. મારા ડાબા પગના નળા ઉપર પાંચ જગ્યાએ, પગ ઉપર એક અને પગનાં બીજાં આંગળાં ઉપર એક એમ મળી કુલ્લે સાત વાળા થયા હતા, તેમાંના નળા પરનાં પાંચ વાળામાંથી એક તો હાડકાં ઉપરજ

ઉપડયો હતો. આપના લેપથી એ વાળો એમને એમ ન મરી ગયો હોત તો તે જગાએ ભયંકર ઉપદ્રવ થવાની કંપતે હૃદયે આગાહી કરી રહ્યો હતો, પણ આપના ઉત્તમ લેપનાં લગાડવાથી નળાંના તો બધા તેનાં મોઢાં થઇ, પાણી થઇ, નીકળી ગયા, અને મેં જ્યારે પાટો ઉખેડયો ત્યારે મારા સાનંદાશ્ચાર્યમાં મને માલમ પડયું કે, પગના નળાંના વાળા ખાસ કરીને જે વાળાથી હું બહુજ ડરતો હતો તે બધા બિલકુલ બેસી જઇ વધુ લેપ લગાડવાની જરૂરજ ન રહી, પરિણામે મારા મનમાં તો આનંદ આનંદ છવાઇ રહ્યો અને આપની વૈદ્યક શકિતરૂપ શોધી કાઢેલી વાળાની દવા તેમજ ખાવાની દવા ને હજારો આશિષ દીધી, અને આપનો ઉપકાર માન્યો આ હતભાગ્ય રોગમાંથી આટલો જલદી અને એક પણ દિવસ બિછાને પડયા વગર, ફરતાં હરતાં વાળા કાઢી આરામ કર્યો. હવે મને સંપૂર્ણ આરામ છે, આવો અકસીર લેપ હોવા, છતાં આપે તેની કિંમત ઘણીજ જુજ રાખી છે. તે આપની પરોપકાર વૃત્તિ હોવાનું જ કારણ છે, નહીં તો આ દવાના રૂા. ૧૦) દસ રાખો તો પણ હું કહું છું કે ઓછા છે.

લી. કૃપાકાંક્ષી,

સેવક વનમાલીદાસ ચુનીલાલ.



અત્રે દર્શાવેલ દવાઓ વૈદ્યરાજની ખાસ બનાવટની અને પેટન્ટ ગણાય છે જે બીજે મળી શકિત નથી ૪૦ વર્ષથી દવાખાનામાં દર્દીઓને અપાતી દવાઓ અકસીર અને ગુણકારી માલમ પડવાથી હવે વધારે પ્રમાણમાં જનતા લાભ લઈ શકે, તે માટે જાહેરમાં મુકવામાં આવે છે.

## આરોગ્ય.

ઉધરસ, દમ, તાવ, કફ, અતિશય નબળાઇ, ઘણી બીડી પીવાથી કે સોપારી ખાવાથી થયેલા ફેફસાંના રોગોમાં, છાતીમાંથી પડતા લોહીપર, ક્ષયમાં લાગતી ઘણી તરસ મટાડવાને અરુચિ, હેડકી, ઘચરકા, ઉછાળા, ઝાડા, પાંડુ, અર્ષમાં પડતું લોહી, સંગ્રહણી અને ઘણા લાંબા વખતનાં દરદોમાં શરીરને ટેકવી રાખવાને ખાસ ઉપયોગમાં લેવાય છે; તેમજ લોહી સુધારવાનો ખાસ અકસીર ઇલાજ છે. રોજ લેવાથી તંદુરસ્તી સારી રાખે છે, શકિત વધારે છે; આરોગ્ય આપે છે.

## અમૃતચાટણ.

આર્યવૈદ્યક ગ્રંથોના આધાર પરથી સાત્વિક વનસ્પતિથી બનેલ છે, વીર્ય સુધારી, વધારો કરે છે, દાહ શમાવે છે, કાન્તિ, બુધ્ધિને યાદશકિત વધારે છે. પ્રસન્તા સાથ મનની શાંતિ કરે છે, વાજીકરણમાં સર્વોત્તમ છે, નેત્રરોગ તથા છાતીના દુખાવાને મટાડે છે. અર્ષ, સંગ્રહણી અને નબળાઈ વગેરે રોગોપર આશીરર્વાદ રૂપે છે. લોહી તથા વીર્ય વગરનાં, ક્ષયથી ક્ષીણ થયેલા દુર્બલ માણસો માટે તેમજ પુરૂષ, સ્ત્રીઓ, વૃદ્ધ, અને બાળકોને પોષણ આપનારી આ ઉત્તમ દવાછે. જે ઘણી સ્વાદિષ્ટ અને પરેજી વિના નિર્ભયતાથી ખવાય છે ઉપર દૂધ પીવાથી વધારે ગુણ કરે છે.

## રક્તશોધક.

ખસ, દાદર, ખરજવું, કોઢ વગેરે તમામ જાતના લોહી વિકાર તેમજ, બરલ, લીવર વગેરે પેટનાં અને આંતરડાનાં દરદો માટે તથા સંગ્રહણી અને અર્ષમાંથી પડતાં લોહીને બંધ કરવા માટે તથા ખાંસી, શરદી, જીર્ણજવર, સ્ત્રીઓનાં પ્રદર, રકતપ્રદર તથા ગર્ભાશયનાં તમામ વ્યાધિમાં ખાસ ઉપયોગમાં લેવાય છે.

## પાચન.

આ પાચન અત્યંત સ્વાદિષ્ટ, સહેજવારમાં ખોરાકને પચાવી ભૂખ સારી લગાડે છે. અજીર્ણ, અરુચિ, અતિસાર, ઉછાળા, ઉદરવાત, કબજીયાત, પેટપીડ તથા પેટમાં પવન પકડાવાથી આવતી ચૂંકને અળસાવી તુરત ફાયદો કરે છે. તેમજ જળોદર કઠોદર, મરડો, સંગ્રહણી વગેરે ઉદરનાં તમામ દર્દો મટાડી, પેટ સ્વચ્છ કરવામાં અને દીપનપાચનમાં ઉત્તમ છે. હંમેશા બાળક, યુવાન, અને વૃધ્ધ સર્વને વાપરવા લાયક છે. આ પાચનચૂર્ણ ખાસ બનાવટનું છે.

## બાળરોગનાશકરસ.

ઝેરી તાવ આંકડી, શરદી, ઝાડા, ખાંસી, પેટનો દુખાવો વગેરે બચ્ચાંઓનાં તમામ દરદો મટાડી, શકિત લાવી, લોહી સુધારી વધારે છે. તંદુરસ્તી જાળવવા કાયમ આપવાથી ફાયદો થાય છે.

## અમીરીદંતમંજન.

દાંતનાં તમામ દરદો જેવાંકે પાયોરીયા, ન્યુરેલજીયા દાંતમાં સડો, દાંતના જંતુ, દાંતનું ઢીલું પડવું વગેરે વ્યાધિને નાબુદ કરે છે. શુધ્ધ દેશી વસાણાની બનાવટ છે. આગરૂ (મોઢાની વાસ) મોઢાનું આવી જવું વગેરેમાં પણ તાત્કાલિક ફાયદો કરે છે.

## દ્રાક્ષારસ

શરદીનાં દર્દો, છાતીનો દુખાવો, ફેફસામાં બિગાડ, ભૂખ ન લાગવી, વાયુનું દૂષિત થવું, પિત્તનાં દર્દો, બેચેની, સુસ્તી વગેરે નાબુદ કરી, શકિત આપે છે. આ દ્રાક્ષારસ જુનો કરી સ્વાદ, રંગ અને ગુણમાં ઉત્તમ બનાવવામાં આવે છે. આ દ્રાક્ષારસ એ એમની સ્પેશ્યાલીટી છે.

## ચંદ્રકાન્તગોળી.

ચંદ્રની કાન્તિ સમી દીપતી આ ગોળીઓ નબળાઇના તમામ દરદો ઉપર અકસીર પુરવાર થયેલ છે. અમુક વખત જુસ્સો આપી પાછળથી નબળાઇ લાવે તે જાતની આ ગોળીઓ ન હોવાથી કાયમી શકિત લાવી અદ્દભુતતા દાખવે છે.

## ગુલાબીમલમ.

ચાંદાં, ધારાં, ગુંમડાં, દાઝી જવું, કોઈ ભાગનું કપાઈ જવું, પીડા કરતા અર્ષ તથા હરસમાંથી પડતા લોહી પર લગાડવાથી ફાયદો થાય છે.

## ખરજવાનોમલમ.

સૂકું તથા લીલું ખરજવું, ખસ, ચાંદી, ટાંકી, અઢાર જાતના કુષ્ટ, ગરમીના દરદથી ચામડી ખરાબ થઈ ગઈ હોય તે મટાડી તુરત આરામ કરે છે.

## અર્ષનોમલમ.

પીડા કરતા અર્ષ તથા હરસમાંથી પડતા લોહી ઉપર લગાડવાથી ફાયદો કરે છે.

## સિધ્ધતેલ.

સાંધાનું રહી જવું, વાના દરદો, કોઈ પણ જાતનો દુખાવો, તેનાં પર માલીસ કરવાથી આરામ કરે છે.

## ખાંસીનીગોળી.

ખાંસી આવતી હોય, સ્વર બેસી ગયો હોય, વગેરે ઉપર આ ગોળીઓ લેવાથી આરામ થાય છે.

## નેત્રાંજન.

આંખની બળતરા, ઝાંખ, તાપોડીયા, ચીપડાવળવા, આવી-જવી વગેરે ઉપર આ નેત્રાંજન આંજવાથી શાન્તિ આપી આરામ કરે છે.

## કમળાનીદવા

શરીર તેમજ આંખનું પીળું પડવું તથા પિત્તનાં અને યકૃતના દરદો ઉપર ફાયદાકારક છે.

## સ્તંભક

અર્ષમાંથી, છાતીમાંથી કે પ્રદર રોગમાં પડતા લોહીમાં આ ઔષધ ઉત્તમ કામ કરે છે.

## સીદ્ધામૃત

કફનું છાતીમાં ભરાઈ રહેવું, બલગમી ખાંસી, દમનાં ત્રાસદાયક દરદમાં આ દવા અકસીર છે.

## શિરોવ્યથાશામક

માથાનું દુખવું, મગજનું ખાલી પડવું વગેરે ઉપર ફાયદો કરે છે.

## પ્રદરારિ

સ્ત્રીઓનાં દરદો, શ્વેતપ્રદર તેમજ રકતપ્રદર મટાડે છે.

## શશીકાન્ત ગોળીઓ.

પ્રમેહ, પેશાબમાં બળતરા, પથરી તેમજ મૂત્રાશયના કોઇપણ વ્યાધીપર ફાયદો કરે છે.

## સૂર્યકાન્ત ગોળી.

વાનાં દરેક દરદો ઉપર દૂધ સાથે ખાવાથી મટાડે છે.

## જ્વરભંજીની ગોળી.

આ ગોળીઓ તાવને માટે અકસીર છે. સ્ત્રીઓ, બાળકો, તેમજ પુરૂષો લઇ શકે છે.

## રાજસમ ગોળી.

જીર્ણજ્વર, પિત્તપ્રકોપ, લોહીનું ગરમ રહેવું વગેરે ઉપર ફાયદાકારક છે.

---

